બારીક લુકી પહેલી હોએ તેનુ પાણી થાએચ ને જમીનનાં ખારામાં રેડવાથી પાણું શગીન શુનુ બની ગે હચ વલી બાવાએ તમુને પેહલાં પશદ કીધા તે તમારે હાથે કાણે ને ગલામા જે દાગીના હતા તે જોઇને જ કીધાતા કે આએ કોઇ શરો બીચુછે. લેહરીખાની હેવી વાત શાંભલી ને મને ઘણુ હશવું આવીઉં. પણ હું કાંઇ મુએ બેહો નહી મેં જોઇઉં કે હુબી શાંજને છેડે બાવાનાં મકાનપરે એક ફેરો ખાઇને ૩૧ દર રોજ કાંએ નહી લાઉ. બીજેજ દીને હુ લેહેરીખાંની શાથે બાવાને મકાને ગીઓ. હમો બધેને જતાં જોઇ બાવો મનમાંતો કાંઇ બબડેઓ કે વલી એક અપર બીજાનેબી લાવીચ પણ તે બીચારો શું કરે ? કશો ઇલાજ રહેઓતો નહી. મારી તરફ જોઇ હશીને બોલેઓકે આવો "દોલતખા તમો ઘણે દીવશે કાથી આવેઆ ?" મેંબી ધોગથી હશીને જવાબ દીધો કે બાવા ઘણા દીવશ થઆ દરશન થઆંતાં નહી વાશતે આજે હીઆ આવીઓ બાવા નારાએણની મારાપર ખરેખર મેહરબાંની થઇઅ કેમકે તમારા પરતાબથી કીમીઉ કરવાની રીત મનેબી આપોઆપ શમજ પડીચ ને આએ કુરનાકાવરાં હીલાવવા કાજે જો તમો મને આપસોતો હુ ણી શુ કરશ. મને અપખશીરનીનો કાંઇ જરૂર નથી. બાવા હોકુ હીલાવી ને કેહવા લાગો કે તમો દોલતખા તથા લેહરીખાં શરખા બીજા કોઇ આદમીઓ મને કધે મલેઆ નથી. ખેર હવે તું શંધી વાત માડી વાલ ને લેહરીખાંની માફક રૂપીઓ એક દરરોજ તુનેબી મલશે તે લઇને ચુપકીદી પકડજે. મે ઇશવરને દુવા દીધા ને બોલેઓ કે દરરોજ વારીની ફી ને કપડાંની ધોવામન નીકલી.

હવે હમો દરરોજ બાવાને મકાને જવા લાગા હું તો તોહા આશરે અરધો કલાક બેશી રૂ૧ લઇને પાછો ફરતો. પણ લેહરીખાને કાઇ વધારે લોભ લાગેલો તેથી તેતો તાંહાં આખો દીવશ પડીઓ પાંથરીઓ રેહતો. એ પરમાણે બાવાને હમો બે જણાને હશાબે દર માશે રૂ૬૦ નો ખરચ લાગો તેની શાથે હમારા શરખા બીજા લફડાં પેહલાંથી વલગેલાં હતાં. બાવો લેહરીખાને કેહવા લાગો કે તુ કોઇ ચેકારો પકડી લઇ આવશેતો આ શઘ્રો રોજગાર ચાલુ રેહશે નહીતો કે મારેતો મુમબઇથી જતું રેહું પડશે. લેહરીખાબી શમજેઓ કે બાવાની વાત ખરીછે. તેથી તે કોઇ કીમીઆનો લખ રાખનારાઓને શોધવા પડેઓ. તે કોઇ કોઇ ઘેલા, કોઇ શુનોના મુતલાઓને ફાંદામાં પકડીબી લાવતો પણ એ કીમીઉ શીખવા આવનારાઓ પાંશે બાવા જે ખરચ કરાવવા માગતો હતો તેવા ખરચનાર લેહરીખાને કોઇજ મલેઆ. એક દાહાડે બાવાનો એક ચેલો ગામમા ફરી શાંજને વખત પાછો આવીઓ તેને બાવાએ ખબર અંતર પુછી બીજી બીનાઓ શાથે તે કેહવા લાગો કે આએ શેહરમા કીમીઉ શીખનાર કરતા ધન ધુડનારા લોકો વધારેછે બાવો હશીને બોલેઓ કે ઠીકછે. મને જેમ કીમીઉ કરતા તેમજ ધંન કાહડતા આવડેછે લેહરીખાને તેણે કહીઉકે તુ આ શેહરનો રેહવાશીછે વાશતે કોઇ ધન ધુડનારને પકડી લાવ આપણે તેનુ ધન શારી પડે કાહડી લેહુ. લેહરીખાએ હા ભણી તે ચેકાર શોધવા લાગો. બાવો શેકારને વાશતે ફાંદો તઇઆર કરવામાં ગુડીઓ. લેહરીખા પોતાના પડોશીઓ શાથે જારેણી વાત ચીત કરેતારે પોતાના ગુરૂને વીશે ડીંગ મારવાને ચુકે નહી. એક વખત તે પોતાના એક મીતરને મલીઓ. તેનુ ખરૂ નામ અતરે છુપાવી તેને લુવેખાંને નામે હુ ઓલખાઉ છુ. એબી હમારી માફક પારશી હતો ને એક પઇશાવાલા મારવાડી શોદાગરનો ચાકર હતો. તેની આગલ લેહરીખાએ પોતાના ગુરૂના એલમની બેહદ તારીફ કીધી. કીમીઆના તથા ધન કાહડવાના કામમાં બાવો એક્કોછે હેવુ કહીઉ. તે વીશેનો ગમતકાર બતાવવા શારૂ શાજને વખતે લેહરીખા લુવેખાને બાવાને તાંહા તેડી ગીઓ. બાવાને ચેતાવીઆ પછી લેહરીખા લુવેખાને માલપર લઇ ગીઓ તાંહાં જે કોઇ ફકીરો આવે તેને બાવા સુનાના કટકા આપે તે જોઇને લુવેખાની અકલ હેરાન રહી તે તાંહાથી થોડેકવારે ઉઠી પાધરો પોતાના મારવાડી શેઠની પેઢડીપર ગીઓ તે પેઢડીનું કામ રતનમલજી નામનો મુનીમ ચલાવતો હતો. તે મુનીને પુછીઉંકે મોડુ કેમ થઇઉ ? લુવેખાએ શધી બીના કહી. તેને મોહડેથી ચમુ શાંભલી મારવાડી અચરત થયો. તેણે બાવાની મુલાકાતની ખાએશ કીધી. લુવેખાએ ધીરજ રાખવાને જવાબ કીધી. તે પાછો લેહરીખાને મલેઓ. લેહરીખા બરૂ લોલ કરીને બોલેઓ કે એ મુલાકાત કરાવવી મોહટી મુશકેલછે બાવાને કશી તંમા છે નહી. તે પોતે લોભીઓ નથી લોભીઆઓની શંગત ચાહતોબી નથી. હેવી ડમરની વાતો શાંભલીને લુવેખાં નીરાશ થઓ. [illegible] શેઠ મુનીઓ તારે કહીઉં કે બાવાની મુલાકાત કરવાને લેહરીખા મુશકેલ ધારેચ. મારવાડી પોતે કાંઇબી કરીને બાવાને મલવા માંગતોતો. તે પોતાના ચાકર લુવેખાંની શાથે ચાહ

વારને પોહર લેહરીખાને ઘર આવીઓ. ઘણા કાલાવાલા ક
રી લેહરીખાનને શમજાવીઓ ને પોતાની ઉમેદ બર આવે
થી ઇનામ આપવાને કબુલ કીધું. લેહરીખાં જેમ તેમ ક
રતા શમજીઓ. તે બંને જણાને લઇને મારે ઘર આવીઓ.
શંધી બીના મને એકાંત કહી. નેબી જોઇઉ કે શેકારતો
આઉ છે. મે પોતાની ગારી જોડાવી તેમાં હું તથા લેહ
રીખા બેઠા. મારવાડી તથા લુલેખાં તેની ગારીમા બેઠા. શં
ધા જણ બાવાને મકાને ગીઆ. હુ મારવાડીને તથા તેના
માણશને વાતે રોકી નીચે ઉભો. લેહરીખા બાવાને ઉપર
ચેતાવી શધી તદબીર કરી આવીઓ. અંતે હમો શંધા જ
ણા ઉપર ગીઆ. બાવોતો ધુઇ શલગાવી બરા તોરથી ધે
આન ધરી ભજન કરવામાં મશગુલ હતો. હમારી કોઇ
ની તરફ તેણે કશી નજરબી કીધી નહી. હુ તથા લેહરી
ખાં થોડે છેટે શાદરીપર બેઠા. મારવાડી તથા તેનો માણ
શ થોડા દુર ઉભા રહેઆ ઘનો વખત ગીઓ પણ બાવો
ભજનથી ફારેગ થઓ નહી. મારવાડી તથા લુલેખા ઘના
તપેઆ. પગ દુખવા લાગા ને અકર વકર થઇ. અંતે
બાવાએ ખખાર-મારી પુછીઉ "કોઇ છેરે" લેહરીખા
એ જવાબ દીવો "હાજર શાહેબ." બાવાએ દુધ માગીઉં.
લેહરીખાએ તે તુરત હાજર કરાવીઉં. દુધ પીધા પછી માર
વાડી તથા લુલેખા તરફ જોઇને પુછીઉં કે એઓ કોણછે.
લેહરીખાંએ ખોલાશો કીવો ને કહીઉં કે એઓ ગુરૂજીના
દરશન કરવાને ઉમેદવારછે. હેવુ શાભલી બાવાએતો શધો
મીજાજ ખોઇ દીધો. બાવાએ ગુશાથી લેહરીખાંને હરૂત કીધો
કે તુને કશી અકલ નથી કે જેને તેને હીઆ લઇ આવેચ.
હું કાંઇ હીઆં ધનવો કરવા કે ધુતારાપણું કરવા નથી આવી
ઓ. મારે દુનીઆનાં લોકો શાથે શું કામછે? પછી મારવા
ડી તથા બોલાશાહને હેવા ધમકાવી કાડેઆ કે તેઓતો લા
કડીની માફક કામપવા લાગા. લેહરીખા તેઓને અશારત
કરી નીચે લઇ ગીઓ. તાહાં તેઓને કહીઉ કે આજે ચી
ડાએલોછે. કાઇ ચીંતા નહી વલી કાલે વાત તમો કા
લે જરા વેહલા આવજો ધેઆન ધરવાને વખત કોઇની
શંગત એને પશંદ નથી. મારવાડી બીચારો કેટલાએક ક
લાક શુધી ઉભો રેહવા પછી એ પરમાણે નાઉમેદ થઇ પાછો
ફરીઓ. બીજે દીન આશરે, તરણ કલાકે હમો પાછા બા
વાને તાહા આવીઆ. લેહરીખા આગલની માફક પેહ
લાં ઉપર ગીઓ. તેટલાં મારવાડી તથા તેના લુલેખાને
વાતે રોકી હું હેઠા ઉભો. થોડી પલમાં લેહરીખાંએ અશા
રત કરી હમોને ઉપર તેડેઆ. બાવાની નજર દાદર આ
ગલજ હતી મારવાડીની તથા તેની નજર એક થતા વે
તજ મારવાડીએ નમીને હાથ જોડી દંડશ કીધો. બાવાએ
પાછો હાથબી હલાવીઓ નહી. લેહરીખાંએ કહીઉ કે એ
ઘણો શારો માણશછે ને નેક ઇમાનતથી ગુરૂજીના દરશને
આવીઓછે. ગુરૂજીતો વલી ના કેહવા લાગા. તેઓ બો
લીઆ કે મારે કોઇના દરશન જોઇતા નથી. હું શાધુ બા
ઇછુ. હું શાઇને ભજવા શવાએ કશો બીજો વીચાર રાખ
તો નથી. મારવાડીતો પાછો ધુજવા લાગો. પંશીદો તેના
આખાં શરીરને ધોવા લાગો. મોહડુ કુમલાવીને હમારી
તરફ તેણે જોઇઉં. મે હાથની અશારત કરી તેને કહીઉં
કે કાંઇ ચીંતા નહી. પછી હમોએ બાવાને ઘના શમજા
વીઆ. બાવા અંતે રાજેતા મુજબ હશીઆ. તેવણે મા
રવાડીને તથા લુરેખાને બેશવાને ફરમાવીઉ. ખેર આફી
એતની વાતો કરવા પછી મારવાડીએ અરજ કીધી કે બા
વા તમે મને પોતાના શેવકોમાં શામેલ કરો જે મારૂં ભલા
ણુ થાએ. એ અરજ બરી મુશકેલાતથી બાવાએ કબુલ રા
ખી. એ પરમાંણે વાતચીત થતી. એવામાં વલી આપરા
પાગલા ફકીરો આવવા લાગા. તેઓની તરફ બાવો બેપડ
ક શુનાના ટુકડા ફેકતો ચાલીઓ. તે લઇ ફકીરો તેના પ
રતાબની તારીફ કરતા પાછા ફરીઆ એ જોઇ મારવાડી
તો અતીઘણો તાજુબ થઓ. ને તાજુબ નહી કોણ થાએ
બતીનો વખત થઓ એટલે મેં મારવાડીને અશારત કીધી
કે હવે ઉઠો. હમે શધા જણા બાવાની રજા લઇ નીચે ઉ
તરેઆ. બાવાના શીશ પાશેથી મે મારા બે દાહાડાના બે
રૂપીઆ ઓગતમા લીધા. શધા જણા પોત પોતાને મકા
ને ગીઆ. તારપછી મારવાડી રોજ બાવા પાશે આવી
શારો દાહડો બેશવા લાગો. તે બાવાને વાશતે તથા તેના
ફકીરોને વાશતે દુધ, શાકર, ઘી, તરકારી, આટો, મેવો શરવે
લાવતો ગીઓ. મને તથા લેહરીખાંને હમારે લાએકની બે
ટ વારાફરતી, કરવાને ભુલીઓ નહી. એક શાજના બાવા
એ હમુને કહીઉ કે મારવાડી જાણે નહી તેમ તમો કાલે રા
તે થોડોએક ગંધકનો તેજાબ તથા થોડું શીશું તથા તરાબાની
એક રેગ લાવજો. તેનો ખરચ થાએ તે તેણેજ આપીઓ.
હમો તે બીજે દાહડે શહવારમા લઇ ગીઆ. બાવાએ શીશુ
તાતવી, રેગમા નમાવીઉ. પછી મોહડું તાબાના પાંક
નાથી બંધ કરી હમોને કહીઉ કે ટાંકા મરાવી દેજો. હ
મોએ તેમ કરીઉ. પછી બીજી રાતે ગુપચુપ તેને તાંબાનો

લઈ ગીઆ. તેપર બાવાએ ગબકનો તેજાબ લગાડીઆથી તે વાશનપર મોરથુથુનો કીટ ચહડેઓ ને ઘનુ પુરાનુ હોએ હેમું દીશીઉ. પછી બાવાએ હમુને હુકુમ કીધો કે કોઇ હેવી જગો જોઇ કાહડો કે તે ઘણુ શુધી હવન પડી હોએ. હમોએ બીજે દાહડે ખુબ ખોલ કરવા પછી ગીરગામમા એક જગો શોધી કાહડી તે જગો વીશે તેના ઘણીને હેવો વેહમ હતો કે તાંહા ભુતછે તેણે તે હવન નાખી મેલી હતી તે જગોને વીશે લોકોના મનમાબી હેવી ધાશતી હતી કે પેલો દીવશોથી કોઇ લોકો તાંહા જાએ નહી. તે જગો હમોએ બાવાને દેખાડી. બાવાએ તે પશંદ કીધી. બીજે દીને શાજના હું તથા લેહરીખાં તથા બાવા તથા તેના કેટલાએક ચેલાઓ પેલી દેગ તથા બે તરણ પહરાઇ લઇને તે જગોએ ગીઆ. અધારૂં થવા પછી બાવાએ પોતાના માણશો પાશે એક ખારો ખનાવીઓ. તેઓએ અથારાપુર ખારો ખનીઓ. તેમાં પેલી દેગ મુકાવી તે પાછો પુરી દીધો. તે જગોએ પાણી રેડી ઘાશના બી છાંડી એક બેમાલુમ નીશાની કરી હમો પાછા પોત પોતાને મકાને ગીઆ. એ વાતને થોડા દીવશ ગુજરીઆ. તેટલાં બાવાએ તે મારવાડીનેબી કીમીઉં બતલાવીઉં. તે જોઇને બાવાના એલમ વીશે મારવાડીની પુરી ખાતરી થઇ. તે શારો દાહડો બાવાની ચેવા કરે તેને વાશતે તહરેવાર ચીજ લાવવા લાગો બાવોબી તેને જેમ બને તેમ પટકતો રહીઓ. પછી તે એક દીને ઘણોજ બજીદ થઓ કે ગુરૂજી મને કીમીઉ શીખવો બાવો બોલીઓ કે "તારા નશીબમા કીમીઉં નથી પણ તું દેઆનત શાબુત રાખ નારાએણ ભલું કરી દેશે. દેઆનત નેક રાખ કે થોડા દીવશમા ચમત્કાર જોશે" મારવાડી બોલીઓ કે થેવક તમારો છેઉં ને દીલ નીરમલ પાણી શરખુ રાખુંછ હવે પેલી દેગ ડાટવાને આશરે પંદર દાહડા થઆ પછી એક દીને પાછલા પોહરના આશરે પાચ કલાકને અમને બાવા બોલીઓ કે હું ઘણા દીવશ થઆ મુમબઇમાં વશુછું પણ એ શેહરમાં શેલ કીધી નથી વાશતે આપણે આજ ફરવાને જઇએ. મારવાડી તથા અમો તુરત તઇઆર થઆ. મારી ગાડીમાં હું તથા લેહરીખાં બેઠા. બાવા તથા મારવાડી તથા લુલેખાં મારવાડીની ગારીમા બેઠા. દર એક રશતાને નાકે ગાડીઓ થઈ બાવા પુછે કે આએ રશતો કાંહાં જવાનો? પછી જો પોતાને પશંદ પડેતો કેહેકે, હા, એ રશતે ગાડી હાંકો, એ ચકલો આપણે જોશુ. વડની ગાડીપરથી લીટી બજારમાં આવી પાએધોની પરથી માલબમી ગીઆ. તાંહા બાવા તથા મારવાડીએ દરશન કીધા. પછી તાંહાથી તારદેવપર થઇ ગીરગામ તરફ વલવાના નાકાપર આવેઆ, તારે બાવા વરી પુછવાલાગો કે એ રશતો કાંહા જવાનો? મારવાડીએ કહીઉં ગીરગામપર જવાનો બાવા બોલ્યો શારૂં ચાલો ગીરગામ જોઇશું. આગલ ચાલતા પેલી દેગ દાટવાની જગોની ગલી તરફ આવવા લાગા એટલે બાવા હુંકારા મારી ડોલા કાહડી આશપાશ જોવા લાગો ને ચકરાએલો ઘબરાએલો દીશીઓ. જારે પેલી ગલીની નજદીક આવેઆ તારે જોરથી કુતકો મારી ગારીમાંથી બાહેર પડીઓ. ઘેલા માણશની માફક વાકો વલીને આશપાશની જગોનો વાશ લઇ જુદી જુદી જરોરી હાથમા લઇ શુંગવા લાગો. તેના મકર જોઇને મનેતો હશવુ આવીઉં લેહરીખાં મારી તરફ જોવા લાગો લુલેખાં તાજુબ થઓ. મારવાડી પુજવા લાગો બાવા ધીજ કરતો પેલી શાકરી ગલીમા શુગતો શુગતો આગલ ચાલીઓ. હમેબી તેની પછવાડે ચાલીઆ. એ નાચતો કુદતો પેલી જગો આગલ આવીઓ તાંહા એક કુડારૂં પાડી બેઠો પછી ધુમધામથી મારવાડીની તરફ જોઇ બોલીઓ કે ખબરદાર આકીન શાબુતરાખજે. મારવાડીએ અકલાઇને પુછીઉં કે બાવા શુછે તે કહેતોખરા. બાવા બોલીઆ જો તુ આકીન શાબુત રાખજે. હીઆ આખી પુરપવીના ધનનો મારગછે એમાંનુ ઘણુ ધન તારા નશીબનુછે પણ તું આકીન શાબુત રાખ. શાઇ ભલુ કરશે મારવાડી હાજી હાજી કરતો જાએ તેનો હરખ હઇડામા માએ નહી. બાવાના ઢોંગનો બી કશો પાર હતો નહી. કુદવું નાચવું ને હાથપગ ઘોશવાનો બેશુમાર હતા. અંતે હમો ઘર ગીઆ. બીજે દાહડે શાહવાર પડતાં મારવાડી મારે ઘેર આવીઓ. મારે વાશતે તે ધનો મેવો શોગાદ લાવીઓ. તે બોલેઓ કે ચાલો આપણે બાવાને તાહાં જઇએ. શેઠજી મારૂં કાઇ થઇ [illegible] તેમા ભલુછે. આપણે શઘા બાવાના શાગરેદ છઇએ તેની એકનુ ભલું તે બીજાનું ભલું. હું તથા મારવાડી તેથા લુલેખા બાવાને તાહાં ગીઆ. તે જગોએ લેહરીખા હાજર હતો. હમોને જોતા વેતજ બાવો મારવાડીને કેહવા લાગો કે ખબરદાર આકીન શાબુત રાખજે. પછી પેલુ ધન કાહડવાની હમો મશલત કરવા બેઠા. પેહલાતો પેલી જગો [illegible] કરવી જોઇએ એવુ ઠરીઉ. બાવાએ મને કહીઉં કે દોલતખા, એ કામ તારૂંછે. વાશતે બેટા, તું જા ને એ જગો હાથ કર મારવાડીએ તે વેચતી લેવા કહી ને બોલીઓ કે ચાલો આપણે

જઈએ મે કાંઈક મડાટ કીધો મારવાડીએ કાલાવાલા કરી મને શાથે લીધો હુ બરી બાર ચપરાશીથી આવેઓ. વલી મારવાડીએ મને ઉમેદ આપી. ઘણી મેહનતથી પેલી જગોના ધણીને શોધી કાહડીઓ. તે જાતનો ભંડારી હતો તેણે જોઈઉકે રઈ પહેલી જગોના પઈશા ઉભા થાએચ મારવાડીએ જોઈઉ કે દુનીઆનો શધો ખજાનો મારે હાથ લાગેચ ગાડુ જલદીથી થઈઉ થોડા દીવશમા તે જગો મારવાડીના નામપર ચહડાવી લીધી તાહા બાવાએ આવી ફરીને શધી તપાશ કીધી પછી કહીઉ કે હીઆ પુશકલ ખજાનોછે તે મારવાડીના નશીબનોછે. પણ તે કાહડવાની આગમચ એ જગોએ મારે ઘણા દીવશ શુધી ભજન કરવું જોઈએ. મારવાડીને ફરમાવીઉ જે તાહા એક જુપડુ બધાવવું મારવાડીએ તુરત તે કરીઉ. પછી એક લખત કરાવીઉં. તેમા મારવાડીએ એવુ કબુલ કીધું કે તે જમીનમાથી જે કાંઈ નીકલે તેના ચાર ભાગ કરવા. એક ધરમાઉનો, બીજો બાવાના ચેલાઓનો, તીજો મારવાડીનો ને ચોથો મારો તથા લેહરીખા તથા બુનેખાનો. એ પછી બાવા ભજને વલગેઆ હમે ઉજાની કરવા મંડીઆ. શરાબ, કવાબ, દુધ, માખન, મોરગ, મેવા, મીઠાઈનુ ખાનુ પીણુ ને ગવઈઆઓના ગાએનની મજામા હમે વખત કાહડવા લાગા. મારવાડી પોતાનો ધનવો રોજગાર છોડી આએતી દોલત લેવાના ખેઆલમાજ ફરેઓ. એ મીશાને એકતાલીશ દાહાડા ગુજરીઆ. તેટલામા બાવાએ મારવાડી પાશેથી તહરેવાર બાહને આશરે પંદરશેહ રૂપીઆ ઓકાવીઆ. એક દાહડે શોમવારનીરાતના બાવાએ હમુને કહીઉ કે આવતી કાલે બે પાએલ છોકરા, એક ટાલાશાથે પેટી તથા અગરબતી, લોબાન, ગુલાલ, તેલ, મરી, મગ, શોપારી, લીંબુ, શીંદુર, નાલીએર, પોડી કાજલ, તે છોકરાઓને લાએકના પોતા કપડા ઈતીઆદીક તઈઆર કરજો બીજે દીને હમોએ એ શરવ વશતુઓ તઈઆર કીધી. પણ પાએલ છોકરાતો મલીઆ નહી. બાવાને તે વીશે ખબર દીધી તેણે કહીઉ કે કાંઈ ચીંતા નહી હુ તેમને મગાવશ પછી તેણે પોતાના ચેલાને હુકુમ દીધો આશરે એક કલાક પછી તે ચેલો બે છોકરાઓને લઈ આવીઓ. તેઓ ખી બાવાના ખીજત શાગેરદોના જેવા બેદુ હતા પણ બાવા બોલીઓ કે એઓ પાએલછે. પછી રાત ચહડતાં બાવએ કહીઉ કે હું હીઆ આજે ખત કાહડુચ તાહાં મને એક કુડાળુ પાડવુછે તેમાં તમો શંધાએ બેશવું પડશે. પણ હુ તમુને ચેતાઉચ કે તે કુડાળાની બાહેર મારી રજાવીના જે કોઈ જશે તે તતકાલ મરણ પામશે. તેનો જવાબ હું દેનાર નહી માટે તમે મને એ વીશે કબુલાત પતર લખી આપો. તે મુજબ હમોએ તે કબુલાત પતર લખી આપીઉ બાવાએ પેલા છોકરાઓને નવારી નવા કપડા પેહરાવી તેલ, શીંદુરના ચાલા કરી આખમા કાજલ આંજી. તે જગોએ જ શાલા શલગાવી અગરબતી લગાડી કુડાળા પાડી આશપાશ લીંબુ ફરતા મેલીઆ. બાવો પોતે શીંદુરનો ચાનલો કરી તે છોકરાઓને લઈને બેઠો. હમુને પોતાની શામને બેશાડીઆ. પોતાના ચેલાઓના હાથ પહરાઈ આપી કુડાળાની એક કોરે ઉભા રાખી પોતે મંતર ભનવા માંડીઉ. થોડોએક વખત થઓ ને પેલા છોકરાઓ ચીચારી મારીને નાગવા લાગા. બાવાએ તેઓને ચોકીમાથી પકડી પાછા બેશાડીઆ ને પુછીઉ કે શુછે તેઓએ જવાબ દીધો કે કેટલાએક વગર માથાના એમલીશો હાથમા તલવાર લઈને આપણને કાપી નાખવાને આપણી તરફ દોડેછે બાવાએ પોતાના ચેલાઓને હુકુમ કીધો કે ખારો ખનવા માંડો. તેવો પેલી દેગ કાહડેલી જગોપર ખારો ખનવા લાગા. બાવો અરદ તથા મરી મુઠીમા લઈ પેલા છોકરાઓએ બતાવેલી દશાપર જોરથી ફેંકી મંતર ભનવા લાગો. પછી છોકરાઓને પુછીઉં કે હવે તમુને શું દેખાએચ તેવો બોલીઆ કે પેલા લોકો અને આપણી વચે એક પાહડ થઓચ બાવાએ ખખાર મારીઓને હમોને શમજાવીઉ કે એ બલાગતની વચે મેં આરી હરકત કરીછે થોડીએક મીનીટ પછી પેલા છોકરાઓ વલી ચીચારી મારી નાહાશવા લાગા. બાવાએ તેઓને પાછા બેશાડેઆ ને પુછીઉ કે શુંછે! તેઓએ એક દશા બતાવી કહીઉ કે પેલા લોકો પાહડને મથાલે આવી પુગાચ.ને આપણી નજદીક આવેચ તે દશા તરફ બાવાએ વલી અરદ તથા મરી ફેંકી મંતર પહડેઓ. પછી પુછીઉં કે શું થઈઉ ! તેઓ બોલીઆ હવે આપણી વચે એક દરીઓ થઓચ ને પેલા લોકો છેક પેલે કીનારે ગીઆચ પણ તેઓ તરશા બેશી પાછા આપણે મારવા આવેચ બાવાએ કહીઉ કાંઈ ચીનતા નહી ચેલાવોને હુકમ કીધો કે ઉતાવલ કરો તેટલા પેલા છોકરા વલી રડતાને પોકારતા નાહશવા લાગા. બાવાએ ફરીને પુછીઉ કે શુછે? તેઓ બોલીઆ કે પેલી બલાઆએ પાર ઉતરીને આપણને હથીઆરથી મારવા દોડેછે. બાવાએ તે તરફ અરદ મરી ફેંકી મોહડેથી મંતર ભનવા માંડીઉં. તેના ચેલાવોએ શેનાખી કરવા લાગા એ

વખતે શઘળો દેખાવ મશાન જાએ તેવો થઓ હતો હુ શઘલા ભેદથી વાકેફ હતો તોબી મને ધાશતી લાગી. લેહરીખાંબી કાંઇક ધ્રુજીઓ ને મારવાડી તથા લુવેખાના પેટમાંતો જીવ હુતો નહી હેવામા બાવાએ છોકરાઓને ફરીનિ પુછીઉ કે કેમ શું દેખાએચ ? તેઓએ જવાબ દીધોકે પેલા દતીની ને આપંણી વચે એક મોહટી દેવાલ ઉભી થઇચ. તેઓ એમ બોલી રહેઆ તેવામા એક પહરાઇ કાઇ ધાતુના વાશન શાથે અડડવાથી મોહટો અવાજ થએો. તેવામા બાવાએ કુતકારા મારી આશપાશ અરદ તથા મરી ફેંકીઆ ને લીબુ કાપી શીદુરમાં ખરડી તે ખારાની આશપાશ નાખીઆં પછી મંનતર ભની તે ખારામા ઉતરેઓ. મારવાડીને કહીઉંકે ખબરદાર તું જાણે આએ વેલા નારાએણને ઇઆદ કરી તારૂં આકીન શાબુત રાખજે. હમોને કહીઉંકે કુ ડારામાથી કોઇ બાહેર નીકલશો નહી જો નીકલશોતો તમારો જાંણ તુરત નીકલી જશે હમોતો બીહીને તાહાંજ ઉભા. બાવાએ કાશી કહરાજીને પેલી દેગ બાહેર કાહડી. તે જોઇને મારવાડીતો ઘણોજ તાજુબ થએો. અને બાવાએ કહીઉ કે "ખબરદાર આકીન શાબુત રાખજે. આએ ચરૂ લે ને તારે હાથે પેલી પેટીમા મેલીને ટાલું દે. પણ ખબરદાર આકીન ફેરવતો નહી" મારવાડીની શઘલી ધાશતી ઉડી ગઇ ને ખુશીએ તેના દીલમા પાછી જગો દીધી. તેણે તે દેગ પેટીમાં મેલી ટાલુ દીધું. ફુગી બાવાએ તેની પાશે રાખવા કહી. પછી બાવાની રજા લેઇ શઉ કોઇ પોતાને મકાને ગીઆ. મારવાડીએ શહવારને પોહર લેહરીખાનને તથા મને અણુ પ્રનામ આપીઉ. તે પછી બાવાની આગળ ગીઆ. બાવાએ ખબર અંતર પુછી તે બોલઆ કે એ જ ગેપર અખુટ ખજાનોછે. તે શઘો મારવાડીના ભાગેગનો છે. પણ તે કાહડવાને વાશતે ઘણા દીવશ મેહનત કીધી જોઇએ તે શાથે તે કારણ શારૂ એક જડી જોઇએ. તે જડીનુ નાગ તેણે લીધુ ને પેદા કરવા કહી મારવાડી ઉદ્દટબાર હતો તે તુરત ઉઠીઓ હુ તથા લેહરીખાં તેની શાથે ગીઆ. શંધુ બજાર ફરી વરેઆ પણું તે જડીતો કેઇ મલી નહી શરવે કોઇ જે તેનું નામ શાભલતા તે હશીને કેહતા કે હેવી જડી વીશે જનમમા શાભલવામાબી આવીઉ નથી ! નીરાશ થઇને હમે બાવા પાશે પાછા આવી શઘળો હેવાલ કહેઓ બાવા હશીને બોલઆ કે કાઇ ચીંતા નહી. મુમબઇમા નથી તો ખેર તમો બીમડી જાઓ તાહા મરમ શાલામા એક ફકીર રેહેચ તેની પાશે એ જડી મલી એક બે દીવશમાં બીમડી જવાની હમોએ તઇઆરી કીધી મારવાડીનો ભોલાશાહ તથા લેહરીખાં તથા હું પોતે તે કામ શારૂ નીકલીઆ. રશતામા હમારા ખરચ શારૂ શવાશો રૂપીઆ લીધા. બીમડી પોતા પછી તુરત તે ફકીરની ખોલ કાહડી તેને મલીઆ. તદબીરથી વાત કરીને પેલી જડીની બીનાં કહી. તેબી કોઇ હમારા કીમીઆગરનો ભેદુ હતો. તેણે કહીઉંકે શ્રી જગરનાથજીની તીરથે હુ ગીઓતો તારે તે જડી મારા હાથમા આવી હતી તે મારી પાશેછે, હું જોઇ કાહડીને તમુને આપશ તે દાહડે હમેબી ધરમશાલામાજ મકાન કીધું. બીજે દીને વલી તે ફકીર પાશે તે જડી માગી તારેતો તે ભારી થઇને કેહવા લાગો કે મારી પાશે કોણ જાણે કાહા પડી હશે પછીતો વલી તે આપવાને બીલકુલ ના પાડીઉં. હમે ઘણાબી કાલાવાલા કીધા પણ કશુ વલીઉં નહી પછી તે જડીની કીમત આપવા કહી ભોલાશાહે પાચ રૂપીઆથી પાચશો શુધી કીધા પણ ફકીર એકનો બે નહી થયો. તે કેહવા લાગોકે મારી પાશેછે નહી તે આપુ કાહાથી. લાચારે હમો પાછા ફરીઆ. મુમબઇ આવી બાવાને શઘી વાત કહી. બાવા શભેતા મુજબ વાત કાહડી બોલેઆ કે કાઇ ફીકર નહી. તમુને નહી આપીતો ખેર હુ પોતે જઇને લાવેશ. પણ તે લેવા જવાની આગમચ મેં જે ભજન કરવા માંડીઉચ તે પુરૂં કરવુ જોઇએ તે પુરૂ થએથી હું તે લેવા જવશ. અલબતા તે ફકીર લોભીઓછે તેથી તેને પાચશો રૂપીઆ બશ પહેઆ નથી પણ હજારે રાજી થશે. હવે વખત ખોવો જોઇતો નથી ભજનના પંદર દાહડા બાકીછે પણ હુ એક ધીઆનથી બમનો વખત બેશશ તો શાત દાહડામા પુરૂ થશે. તેટલાં ભાઇ રનમલજી મારવાડી તમો એ જડીની કીમત મને લાવી આપજો. મારવાડી બીજે દીને તે લેઇ આવીઓ. બાવાએ તે પોતાની પાશે રાખીઆ. પછી પેલા જુફડાની એક કોઠરીમા ભજન પુરૂ કરવાનો ઠેડાવ કીધો. તે કોઠરીને બાહેરથી ટાલુ મરાવીઉ ને હુકુમ દીધોકે મારો કેવા વગર કોઇએ એ ટાલુ ઉઘાડવુ નહી ને મને હલાક કરેસો નહી એ પછી દરરોજ બપોરને વખત એક વેળા બાવા પોતે દરવાજો ઠોકી તાલુ ઉઘડાવી દુધ પીવા માગે. તે પીધા પછી પાછો ભજનમાં મશગુલ થાએ. તીજે દીવશે લેહરીખા મને કેવા લાગો કે, દોલતખા હવે આપણે શંભાલવુ જોઇએચ નહીતો કે એ ધુતારો એકેજ દહાડો લઇને નરાત આગીઆરા ગણી જશે. મેં કહીઉં શારૂ. માર

એવમના નશીબ વાશતે મેં બમે મહીના ખાલી મેહનત કીધીચ તેનુ કેમ ? મારી મેહનતના કાઇ નહી તો પાંચશે રૂપીઆ થાએ તે જો મને મલેતો આગલ કામ કરવાની ઉલટ થાએ. ભુલેખાં બોલીઓ કે દોલતખાં તમો કાંઇ ચીંતા કરો નહી તમારો ગુણ હમારા શેઠ વીશરશે નહી. મેં કહીઉં કે તે શંધુ ખરૂં ; પણ મનેતો પેહલાં કામનું કાઇ આપાવો તો ઠીક નહી તો મારૂ પોતાનુ કામ પડતું મેલી પારકાની વેઠમાં વધારે દાહડા ખરાબ થવાનો નથી એ વીશે ઘણી તકરાર થઇ. લેહરીખાંબી મારવાડીની તરફથી મને શમજાવા લાગો ને કાઇક ગરમ થઓ પણ રોકડા લીધા વગર મેં કશીબી મેનત કરવાને ના પારીઉં એટલે મારવાડીએ જોઇઉં કે વલી ભાગા ઘરપર રંગ કોણ લગાડે. તેથી તે પોતાને ઠેકાણે ગીઓ ને હું તથા લેહરીખાં કાઇ નવો રોજગાર શોધવા પડેઆ.

હવે જેઓને કીમીઆનો તથા ધન કાહાડવાનો વેહેમ હોએ તેઓને તમે આએ વાત જાહેર કરી મારે નામે જણાવજો કે મેં હેવો વેહમ રાખનાર ઘણા લોકોને જોએઆય. તેઓ ઉપર જણાવેલા શરખા તહરેવાર ધુતારાઓના હાથપર અનેક પરકારે ઠગાઇ ખરાબ થઆય ને હજુર થાએય. તેથી એવા વેહમથી શરવે કોઇએ દુર રેહવું. જો તેઓને કીમીઆગર હોવા તથા ધંન કાહડી જાણવાનો દાવો કરનાર કોઇ મલે તો તેને શદા ધુતારો કરીને શમજવો. બાકી જે કોઇ એ વેહમ રાખશે તે પઇશા ખેરી, વખત ગુમાવી, જાતે ખરાબમલી, હેમકમાં ખપી અતે ધકેલા ખાશે મારા અનુભવથી તો મારી પકી ખાતરી થઇય કે શારી, દેઆનતદારી, મોહટો ઉદીઓગ ને ભલો ધંધો એજ કીમીઉં ને ધનછે. તે કીમીઉ હેવુછેકે જેને જોઇએતે શીખે ને તે ધન જેને ગમે તે મેલવે.

---

## શ્રી ફરાંનશ દેશ.

—o—

દુનીઆમાં શઉથી કાબુવાલાં દોલતમંદ, ને કીરતીવાન દેશોમાં ફરાનશ પેહલા દરજામાછે. સઘલી દુનીઆના હાલના કારોબાર તથા નશીબાપર એ દેશની શરકારની રાજનીતી તથા લોકોના કામની અશર થઇછે. હેવાં અગતના દેશનો મુખ્તેશર હેવાલ નીચે આપીએછે.

શ્રી ફરાંનશ દેશ ઇઉરોપખંડની પશચમ તરફે આવેલોછે. બીરીટીશ ચાનલ અથવા નાંલે કરી એ મુલુક બીરીટીશોના મુલુકથી છુટો પડેલોછે. તેનો વીશતાર આશરે ૨૦૮૦૦૦) ચોરશ માઇલનોછે. તેની વશતી આશરે ૩૬૫૦૦૦૦૦) આદમીનીછે. એ દેશની જમીનનો ઘણો ભાગ શપાટછે. કેટલેએક ઠેકાણે પાહડોબી આવેલાછે. એ પાહડોમા વોશગેશ તથા શીવેનીશ તથા આવરની મુખીઅછે. તે શીવાએ આલપશ તથા આપેનાઇનશ નામના પરબતો એ દેશની શરહદપર આવેલાછે. એ દેશમાથી મોહટી નદીઓ વેહચ. તેમાં મુખીઅ અગતની શેન તથા લોઇઅર તથા રોહન તથા ગારોન નામનીછે. એ દેશને એથી ઉતરતી અગતની નદીઓમા રાહીન તથા શેલડત અને બીજીઓછે. એ નદીઓ ખેડવા લાએકછે એટલે વેપારને કીજે તથા બીજા વેહવાર શારૂં મોહટાં તથા નાધલા વાહનો તથા ઇંજટીમરો તેમા શેંકડો માઇલ શુધી ઉપર નીચે જા આવ કરી શકેછે. એ દેશમા શરોવરો જાહજા નથી ને જે છે તે એટલા નાધલાછે કે તે જાહજી અગત ધરાવતા નથી.

એ પરમાણેનો એ દેશછે. તેની હવા જુદે જુદે ઠેકાણે જુદી જુદીછે તે હવાની અશર પરમાંણે એ દેશમાં તરેવાર ઓછી વધતી પેદાશ થાએય. એ પેદાશમા મુખીઅ દરાખ, શેતુર, લીંબુ, અનઝીર, પેર,એપ, આલુ, તરબુચ, ઘઉં, મકઇ, જવ અને તરેહવાર બીજો દાનો, પરેટા, બીટ, કારટ, અને બીજી જાત જાતની તરકારી, મશ્રુત, કેશર, હાંપશ, તંબાકુ, ઓકના, અખરોટના, કારકના, દેવદારના, મેપલ અને બીજા લાકડાના જાહાડો ઇતીઆદી થાએછે ફુલબી ઘની પરકારના થાએછે. ખરેખર ફરાંનશમાં દેશી તથા પરદેશી અનાજ મેવો, તરકારી, ફુલ, અને જાહડ, પાન એટલી તહરોના થાએછે કે તેની શઘલી ટીપ અતરે આપી શકાતી નથી. એટલુંજ કેહવું બશછે કે થોડીએક ઉજાડ જગો શીવાએ ફરાંનશ તરેહવાર ઉપીઓગની પેદાશના બાગ બગીચા તથા ખેતર અને રોપાઓથી ભરપુરછે. જાહાં જાહાડ પાન તથા અનાજ તથા મેવો નથી તાહા ઢોરનો ઘણો રશીલો ચારો થાએછે, જેથી શનશારના કામને લાએકના જુદાં જુદાં ઢોર, બકરાં ઘણાં થાએછે ને તેની પેદાશબી શારીછે. એ દેશમાં જમીનપર જાણવરો તથા નદીમાં ને દરીઆમાં તરેહવાર માછલીઓ અનેક જેમાંનાં ઘણાં રેહવાશીઓના ખોરાકમા કામ આવેચ. જમીનમાંથી કોલશો, લોહડું, શીશું, પલાશટર આવ પારીશ, ચુનો, શલેટ, ગરેનાઇટ, ફટકી, ચીની કામની માટી અને બીજી ઘણી ઉપીઓગી ધાતુ જાતની વશતુઓ ની

કવેચ, જેનો એ દેશમા મોહટો ખપછે. તરાંબુ, શીશુ તથા રૂપુ, શોમલ, શુરમો, વીગરે થોડુ થોડુ મલેચ. હવામા રેહનાર પખેશીઓમાં કેટલાએક નવાઇ શરખાંછે. જીતા જાણવરો માં મધમાખી રેશમના કીડા, બલીશટરની માખ, ગાલનટ નામની માખ, મોહટા કામનીછે. એ દેશના ગેહવાશીઓ ની શંખીઆમા નવ ભાગ દેશી ફરેનચોછે. બાકી જરમન તથા ઇતાલીઅન તથા હીઆઉદી અને બીજી પારકી કુની આદ વાલાછે. દેશી ફરેનચો ઘણા કાબેલ તથા શેઆન શોકત ભરેલા અને તે શાથે ઉદાર દીલના હોએચ. તે ઓને જાહો જલાલી તથા કીરતી શાથે શારો શવાદ તથા બ પકો ઘણો પશંદછે. હરેક ચીજ શાથી શોભશે તથા વધારે નામદારી કેમ મલશે તેવીશે ફરેનચ લોકો શદા વીચાર ક રતા રેહેચ. કપરાં પેહરવા તથા રાચ રચીલા બનાવવા ત થા શનશારના શુખને માટે જે અગતની ચીજો, તે વીશે ન વી નવી ફાશીનો કાહડવામાં ફરાનશના લોકો દુનીઆના બીજા શંધા લોકોની આગેવાની કરેછે. ફરેનચ લોકોની ભાશાબી ઘણી રશીલીછે. તે ભાશા શાથે વીદીઆ હુનરમા લોકોએ ઘણો વધારો ને શુધારો કીધોછે. લોકોને કેલવણી આપવાને શારો બદોબશત રાખેલોછે. એ કેલવનીના કામ પર ઉપરીપણુ ચલાવવાને એક પંનચ હેડવેલી હોએચ. તે નો વડો શેહનશાનો પરધાનછે ને તેને કેલવણી ખાતાનો પરધાન કરીને કેહચ. એ પનચના ઉપરીપણા હેઠલ ઘણી એક મદરેશાઓ તથા વીદીઆશાલાઓ મુખીઅ શેહરો ત થા કશબાઓ અને ગાંમડાઓમા શથાપેલીછે એ નીશા લેના ખરચને વાંશતે શારો બંદોબશત કરેલોછે. શારી કેલવ ની શાથે ઇનશાફનુ કામબી ફરાનશમા ઘણુ શારુ ચાલેચ. અદના તથા આલા આદમી શંબંધી બરીટીશના એક શર ખા ઇનશાફનેતો કોઇબી બીજા દેશ વાલાઓથી કદી પો હચી શકાવાનુ નથી. મગર બીરીટીશથી ઉતરતો ઇનશાફ ધરાવનારાઓમા થોડાએક જે દેશો તેમા ફરાનશછે મોં હા ભાએસે વરતમાન પતગેને મોહડે હાલમા શરકારી ટાલુ રેહછે જેથી લોકો છુટથી જાહેર બાબરોપર પોતાના વીચા ર આપી શકાતા નથી શરકારી આવક તથા ખરચ દર વ રશે પચાશ કરોડ રૂપીઆથીમી વધારેછે. એ દેશના લોકો નો ધરમ રોમન કેથોલીક ખ્રીશટી આનોનોછે એ દેશ જે ટલો ખેતી વાદીના કામમા શરશછે તેવો કારખાનાઓના કા મમાં નથી. પણ ઇરોપ ખંડમાં કારખાનાના કામમાં ફરેન ચ લોકો બરીટીશ શીવાએ શરવેથી શરશછે. ખેતી વાદીના ઉદીઓગની દર વરશ શરાશરી ઉપજ ઢોર તથા ઉનશાથેઆ પણા રૂ૨૦૦૦૦૦૦૦૦) ની કીમતની થાએછે કારખાનાઓ મા દર વરશે શરા શરી રૂ૯૨૦૦૦૦૦૦૦ ) કરતાનેબી વધારે કીમતનો માલ બનેછે. કારખાનાઓમાં ધનુકરી રેશમી કાપડ, શુ તરાઉ, કાપડ, શનનુ કાપડ, આમરકામ, લોહડા કામ, ચીની કામ, બીલોર કામ, કાગજ ઇતીઆદી પુશકલ બનેછે. વાહ નોબાધવા તથા શાચાઓ બનાવવામા તથા તહરેવાર કારીગરી ના હુનરમાં ફરેનચ લોકો દનપર દન વધારે નામદારી મેલ વતા જાએછે. તેઓના વેપારમા દર વરશે વધારો થાએચ ને દુ નીઆના શંઘલા દેશો શાથે વેહવાર ચાલેચ. તેમજ દેશનો મા એનો વેહેવાર રશતાઓ તથા લોહડાની શડક ને નદી તથા નેહરોને મારગે પુશકલછે હવડાં એ દેશમા શેહનશા રાજનો વહોછે શઘલો કારભાર તેના હાથમાછે. લોકોના વકીલો ત થા પરધાનોની શહલા તે લેછે તો પણ તે શહલા જો તેના વીચારથી ઉલટી હોએ તો તેપર થોડુજ ધેઆન આપેચ. હાલ ના શેહનશા લુઇ નેપોલીઆન એ પરમાણેની આપઅખ તીઆરી વાપરેચ ખરો, પણ તે હેવી રીતે વાપરેચ કે પરજાના લાભ તથા કીરતીનો વધરો થઇ પારકા દેશ વાલાઓ શાથે નીશબતનો ગાંઠ શારી પડે મજબુત થાએચ. એ દેશને માહો માહેના બખેડાથી તથા પારકા દેશના હુમલાથી બનચાવવા ને તથા વેપાર વેહવારની જાલવની કરવાને શરકારના તા બામાં ખુશકી તથા શમુદર ખાતાની મોહટી ફોજો રેહે છે. શમુદર ખાતાની ફોજ માતરે ઇંગરેજોથીજ ઉ તરતીછે. ખુશકી ખાતાનુ લશકર ઘણુ શરશછે. ફરે નચ લોકોના લશકરની બરોબરી કરનાર આએ દુની આમાં બીજો કોઇ દેશ છેજ નહી એ વાહણુ તથા ખુશકીની ફોજના બલથી ફરેનચ લોકોએ દુનીઆના શંધા ભાગોમા તેમા મુખીઅ કરી શ્રી આફરીકા તથા અમેરીકા મા મોહટી મુલકગીરી કીધીછે. ફરાનશની ફોજ જેટલી મો હટીને શઉથી શરશછે તેમજ તે ફોજના પરાકરમોબી ભારી છે. તે ફોજને માથે કેટલાએક નામીચા શરદારોએ દુ નીઆમા અગતનો ફેરફાર કીધોછે. ફરાનશને વાશતે લ ડાઇના કામમાં ને મુલુકગીરી કરવામા શઉથી મોહટી કીર તી એ દેશના હાલના શેહનશા લુઇ નેપોલીઆંનના કાકા શઘલી દુનીઆમા પરખીઆત થએલા નેપોલીઆંન બોન પારટે મેલવીચ. હાલની રૂશીઆનની લડાઇમા ફરેન ચ શીપાઇઓ તથા શરદારોએ કેટલી બાહદુરી (કુરીનામી) ની ફતેઓ મેલવી હતી તે ઘના જણાઓએ શાભલી હશે.



મારશલ પેલીશર.

એ લડાઈમાં નામીચા થનાર શરદારોમાથી જે જીવતાછે તે માં મારશલ પેલીશરછે જેણે શીમાશરેપોલનો મ્હીનો આપ ણી ઈંગરેજ શરકારનાં બાહદર શરદારો શાથે મલી લીધાથી રૂશીઆનનું બલ ટોડી તે દેશના લોકો તથા હાકમની ગરૂરી તથા લોભી નીશટાને રોડીને રૂશીઆનોને દુનીઆની નજરમા નીચુ લગાડીઉ છે. એ શરદારનો ચીતાર આએ ચોપાનીઆમા આપીઓછે. એ શરદાર તા૦ ૧૨ મી મે શને ૧૭૯૬ ને દીને શ્રી રેઓન શેહરમાં જણમેઓ હતો. એના વડવાઓ શ્રી આએરલંડના રેહવાશી ઓ હતા તે ફરાંનશમા જઈ વશીઆ હતા. નાધપણથી એ શરદાર લડાએક શવભાવ રાખતો હતો. તેની હુશીઆરી તથા હીમત જોઈ શતાવાલાઓએ તેની અઢાર વરશની વએમાંજ તેને અમલદારનો ઓધો આપીઓ. પેલીશેર શને ૧૮૪૨ ના વરશ શુધી હલવે હલવે પદવી વધતો ગીઓ ને એ વરશમાં લફટેનેનટ કરનલ ઈટાટ મેજરનો એ તાબ એને મલઓ. તાર પછી એની પદવી તથા માનમા ઘતી વખાણુવા લાએક હુમેશ થઓછે. એ શદા કોઈ નહી ને કોઈ અગતની લડાઈમાં ગુથાતો રહેઓય ને શદા પોતાની જાતે અથવા બીજા અમલદારોની શાથે પોતાના દેશને માટે કીરતીભરેલી ફતે મેલવતો રહેઓય. ઉપલા વરશથી પેલીશર શ્રી આફરીકાખંડના જુદાજુદા નામીચા અરબ શરદારો તથા તેમના લશકર શાથે લડાઈ કરતો રહેઓ ને તે ઓને શીકશતે આપતો ચાલીઓ. ૧૮૪૬ ના વરશમા ફરેંચ લોકો શાથે લડ્'ઈ કરતા આશરે ૧૧૦૦) આરબોની એક ટોલી નાહશીને એક ગુફામાં ભરાઈ હતી તાહા તેઓ ધુમારાથી ગુગરાઈ મરણ પામીઆ તેથી શઘા ઈરોપમા તથા ફરાશ દેશમા મોહટી ફરીઆદ ઉઠી ને પેલીશરપર અનઘટતું ઘાટકીપણું ચલાવવાનો વાક મેલવામા આવેઓ. પણ પેલીશરના મીતરોએ શાબેત કીધુ કે તે કજામા પેલીશરનો કશો અખતીઆર રહેઓતો નહી બીજી નહી મીટનારી જે લડાઈની આફતો ગુજરેમ તેમજ એબી ગુજરી હતી. પેલીશર નીરપરાધી ઠરેઓ. તેને મહડતી પદવી મલી. ૧૮૫૧ ના વરશમા હાલના શેહનશા લુઈ નેપોલીઆને તેને જેનરલનો ઓધો બખશીઓ ને બીજે વરશ એક અગતની ફતેહ માટે એજ ફરેંચ શેહનશાએ પોતાના હાથ દશકતે તેને શાબાશી લખી મોકલી. રૂશીઆની લડાઈને પેહલા હીમોમને વખત ફરેનચ લશકરના પરખીઆત શરદાર મારશલ શેંટ આરનોલડના મરણ પછી શેહનશાની ફરમાશથી પેલીશરે ફરેંચ લશકરની એક ટોલીની શરદારી કબુલ રાખી. તાર બાદ એવી બાહદુરી તથા તદબીર એ શરદાર બતાવતો રહેઓ કે ૧૮૫૫ ના મેએ મહીનામાં તેના વડા જેનરલ કાનરોબરટે શેનાપતીનો ઓધો છોડી તે તેને આપી તેના હાથ હેઠલ એ કાનરોબરટ કામ કરતો રહેઓ. પેલીશરે શીબાશટેપોલની છેલલી ફતેહ શુધી જે પરમાણે કામ કીધું તેથી શક માલુમ પડીઉં કે તે ઓધાને તથા તેને પાછલથી મલેલાં માનને તે ઘણો લાએક હતો. મારશલ પેલીશર હવડા એકશઠ વરશની વએનોછે. પોતાના દેશના ચાહ તે દેશની કીરતી વધારવાની ઈંતેજારી, તે કીરતી માટે પોતાની શઘી ફરજો અદા કરવાનો ઠેહાવ, તે ઠેહાવ મુજબ અમલ કરવાની શકતી તથા હીમત, એ શઘે માટે એ નામદાર શરદાર પોતાના શેહનશા તથા દેશીઓનો માનીતો થઈ દુનીઆમા પરખીઆત તથા માન પામેલો થઓછે.

---

## શંનતોશ મોહટુ શુખ.



ઘણા લોકોને પઈશા તથા દરજાની ખુટ હોની નથી બચાં છોકરાનીબી કોતાઈ પડતી નથી. શરીરે તનદરોશત હોએ હેવું દેખાએછે તોબી તે લોકો પોતાને લાએગવાન શમજતાં નથી. કેટલાએકતો દુખીઆ હોવાની ફરીઆદ કરેછે. પઈશાવાલા તથા દરજાવાલા જ નહી પણ વચને વાચેને તથા થોડી પુજીવાલાઓબી એજ મીશાયે કરેછે. તેઓને મનશે આ દુનીઆમા શુખ છેજ નહી હેવા લોકોના દુખનુ કારણ શુ તે નીચે લખેલી વાતપરથી શમજ પડશે.

એક પઈશાદાર મોજીલો આદમી એક શરખ વઈની

પાશે જઈ કેહવા લાગો કે વઇધરાજ મારે શરીરે તનદરોશતી આવે ને મારા મનને શુખ થાએ હેવી કાંઈ દવા મહને આપો. તેના વઇદે તેને શમજાવીઉં કે તું દુનીઆમાં જઈને ખોલ કર, ને જે આદમી પોતાને શુખી શમજે તેની શાથે જભો અદલ બદલ કર એટલે તું'બી શુખી થશે. પેરો તવંગર આદમી પોતાના શેહરમાં શારી પેઠે ખોલ કરવા લાગો. પણ વઇદે ફરમાવેલો શરખો આદમી તેને મલીઓ નહી. પછી તે મુશાફરી નીકલીઓ. ઘણા મહીના શુધી રખડીઆ પછી તે એક જગોએ જઈ લાગો. તે જગોના લોકોએ' તેને ખબર કરી કે હીઆં એક મજુરછે જે પોતાની શબુરી તથા શુખાકારી માટે વખનાએલોછે, પેલા તવંગર આદમીએ તેને જલદીથી ધુંડી કાહડીઓ. એ મજુર તે વખતે એક પાટીઆંપર શારી પઠે ઉઘ કાહડનો હતો. તેને તુરત ઉઠાડીને તે તવંગરે પુછી ઉઠે તુ શું પોતાને શુખીઓ શમજેછે ? જવાબ દીધો કે હા. તેજ વખત તે તવ'ગરે તાકીદ કીધી કે આ એ મારો શુનેરી જભો તું લે ને તારો જેવોબી જભો અથવા અંગરખો હોએ તેવો મને આપ. તે મજુર હેવા શકુનો શાભલી પોતાના મન શાથે વમાશવા લાગો કે એ એમ'શુ બોલેચ. તવંગર આદમી પાછી તાકીદ કરવા લાગો કે તું વેહલો થા. તું વીચાર શાનો કરેચ ? હુ કાઇ તારી દોલત માગતો નથી. તું માતરે મને તારો જભો આપ કે તે પેહરી હુંબી શુખી થાઉં. પેલાએ જવાબ દીધો કે મારો પાશે જભો વટીકબી નથી તે હું આપું કાહાથી !

એ પરમાણે એ મજુરની પાશે એક વશતરબી નહી હતું તોબી તે પેલા તવગર કરતાં પોતાને શુખી શમજતો હતો. તેનો ભેદ એમકે તે પોતાના મન શાથે શ'તોશ રાખતો હતો. શ'તોશ એજ શુખનુ બીજછે. તે જો નહી હોએતો દુનીઆની શ'ઘી નેઆમતથી ભરપુર આદમીબી શુખી થઈ શકે નહી અશ'તોશપણું શદા આદમીને બલાપો કરાવેછે જેથી તેનુ તનમન તવાએલું રેહેછે ને તહુ'વાર રોગનો ભોગ થવુ પડેછે. વાશતે પોતાના ભવા ઉદીઓગ તથા મન શકતી પરમાણે જે કઈ મરે તેનો ભોગ કરી વખતશર શુકર ગુજારી કરી આગલ વધારે વધારે મેલવવા શારૂ વાજબી કોશેશ કરનાર આદમીજ આ દુનીઆમાં શુખી થઇ શકે

---

## આગની ગાડીથી નીપજતી કજામાં ઘટારો:



દુનીઆમા લોહડાંની શડકની ગાડીઓમા મુશાફરી કરવાની ધાશતી દન પર દન ઓછી થતી જાએછે. એ ગાડીઓ પેહલાં ચાલુ થઇ તારે આમન શામત અથડવાથી, શડકપરથી ખીશી પડવાથી, શાચાને જોખમ પોહચવાથી અને શડક ખાતાના માણશોની બે પરવાઈથી આદમીનાં જાણુને જેટલું નુકશાન પોહચતું હતુ તેટલું હવડાં પોહચતુ નથી. ઉપલી બાબદોમાં ઈનજનરોએ કરેલા શુધારા તથા કારભારીઓએ રાખેલી ખબરદારીથી ઉતારૂઓના જાન તથા શરીરને પોહચતાં નુકશાનનો હમેશ ઘટારો થતો જાએછે એ વીશે એક ઇંગરેજી લખનારે નીચે જણાવવા પરમાણે ગણુતરી કાહડીછે જે જોવાથી એ વીશેનો ખરો અટકલો કરવાને શેહલથી બની આવશે.

“ગએઆં શાત વરશમા રેલવે ખાતાના જે જે ઉતારૂઓ ખરેખર મરણ પામીઆચ તેનો હશાબ આએ પર માલુછે. ઈ૦ શ૦ ૧૮૫૦ ના વરશમાં ૬૦૦૦૦૦૦ ઉતારૂઓએ ૧ જણ, શને ૧૮૫૧ મા ૪૭૫૦૦૦૦ ઉતારૂએ એક જણ, શને ૧૮૫૨ મા ૮૭૫૦૦૦૦ ઉતારૂએ એક જણ, શને ૧૮૫૩ મા ૨૭૫૦૦૦૦ ઉતારૂએ એક જણ, શને ૧૮૫૪ મા ૯૫૦૦૦૦૦ ઉતારૂએ એક જણ, ૧૮૫૫ મા ૧૧૭૫૦૦૦૦ ઉતારૂએ એકજણ, શને ૧૮૫૬ મા ૧૬૦૦૦૦૦૦ ઉતારૂએ એક જણ, એ પરમાણે આદમીઓ કજાથી મરણ પામીઆ હતાં.”

એ પરમાણે શરાશરી મરણનુ પરમાણ ઓછુ થતું જાએછે.

---

## કેલવણી.

—૦—

બચાઓને કેલવણી આપવાની બાબદમાં માબાપ તથા બીજાં રખેવાળો ઘને ઠેકાણે એક મોહટી ચુક કરેછે. તે એમ કે બચાંઓને જેટલી વાતની મનાઈ કરવામાં આવેચ તેને દરામે હીંપેબી કાઇ કરવાની ભલામન કીધામા આવતી નથી. ઘના ખરાં લોકો બચાંને ચોરી નહી કરવા, જુઠુ નહી બોલવા, ચોરી નહી કરવા, ઠેક તહી કરવા

અને બીજી ગેંહડો ચીજો નહી કરવાને વારેવાર કેહેછે. એવુ નહી કરવાને તો બચાંઓને ઘણા જણા કેહેછે પણ બચાંઓએ શું કરવું, તે વીશે થોડાજ માબાપો તથા રખેવાલો શીખામન દેતાં હશે. શુલેહ શપન રાખવી ને તેમાં વધારો થાએ તેમ કરવું, શાચુબોલવુ તથા શાચુબોલનારની હીમાત કરવી, ગમે તેવું નુકશાન થાએ તોબી શચાઇને વલગી રેહવુ, ચોર લુછા ઇતીઆદી લોકોને મેહનત લઇને શીખશા કરાવવી, કેફ કરનારાઓને તેવા અમલથી દુર રાખવાને મેહનત કરવી, દેશનુ હીત ઇછવાને પોતાના તન મનથી અને પઇશાથી હર વેલા મદદ આપવી, એવી એવી શીખામન થોડાંજ લોકો પોતાને આશરે પડેલાં બચાઓને આપેછે. હેવી અધુરી કેલવણીનુ પરીનાંમ હેવુ થાએછે કે બચાઓ મોહટાં થવા પછી ભુડાં કરતુકથી વેગલાં રેહેછે ખરા, પણ શારા અને પરોપકારી કામો કરવાની તેઓમા ઉલટ રેહતી નથી તથા રીત આવડતી નથી, જેથી તે બચાઓ મોહટપણમાં ખરી કીરતી મેલવવાથી ઘની વેલા બેનશીબ રેહેછે. ભુડાં કરતુક નહી કરનાર આદમીને માતરે એટલીજ શાબાશી ઘટે કે તેનામાં શેતાન અથવા હેવાન ખશલત નથી. પણ આદમીઅતની ખરી લાએકીએ પોહાચેલાતો તેજ લોકો કે જેઓ આદમી જાતનુ હીત ઇછી તેવા હીતના કામો કરવાને કોઇબી પરકારની કશુર રાખે નહી. વાશતે જે માતાઓ પોતાના બચાઓને આદમીઅતની મોહટી બુજરગીએ પોહચાડવા માંગતી હોએ તેઓએ પોતાના વાહલાં બાલકોની કેલવણીના કામમાં ઉપર જણાવેલી કશુર નહી કરવાને ખુબ ખબરદારી રાખવી.

---

## પરચુટન બીના.

### વેહલાં શુવા તથા વેહલાં ઊઠવાના ફાએદા

બેનજામીન ફરાકલીન નામનો નામીચો ફીલશુફ કેહતો હતો કે "વેહલાં શુવા તથા વેહલા ઉઠવાથી આદમી તનદરોશત તથા તવગર અને દાહીઉ થાએછે"

એ કેહેવાત વાંચનારી બાઇઓને જણાવતાં તેઓને જાહેર કરવાની જરૂરછે કે એ ફીલશુફ એક કંગાલ મીનબતી બનાવનારનો છોકરો હતો, પણ પોતાના ઉદીઓગ તથા કલા કઉશલથી દુનીઆમાં ઘણો મોહટો ને માતબર પુરૂશ થઓ હતો. તેણે પોતાની આખી જીનદગીમા મેલવેલા અનુભવ ઉપરથી, ખુબ વીચાર કીધા પછી લોકોને ઘણી શીખામન આપીછે. ઉપલી શીખામનબી તેણે પોતાની હાલતને લગતી બીનાઓપર વીચાર કરીને આપીછે, ને જે કોઇ આદમી તેપર અમલ કરશે તેને ફાએદો દેખાઓ વીના રેહેશે નહી.

---

**હમેશ આંગ ધોવાની જરૂર**—પુરાં કદ તથા શારી તનદરોશતી વાલાં આદમીના દીલમાથી પશીદાને રૂપે દર રોજ એક બાટલીને આશરે પાંણી ઝરેછે હેવો અટકલો કાહડીઓચ. આપણી ચામડી જે બારીક શુરાખોથી ભરેલી છે તે શુરાખોને મારગે એ પાણી બાહેર નીશરી સુકાઇ જાએછે. એ શુરાખો જો બંધ પડેઆંતો પછી એ પાણી બાહેર નીશરવાને ઠેકાણે શરીરની કોઇ માહેલી ઇંદરીની મારફતે નીકલવાથી આદમીને રોગ થવા વીના રેહતો નથી. વાશતે શરીરને શદા ધોઇ ઉપલાં શુરાખો હરવખત ખોલલાં રાખવાં, એ તંનદરોશતી બનચાવવાનો એક અગતનો ઇલાજછે.

---

**ઊધઇથી બનચાવ**—આ દેશમા ઉધઇ કપડાંની કબટ પેટી તથા તરકોમા ઘણી વેલા મોહટી ખરાબી કરેછે. એ નાશ કરનાર જાણવરથી કપડાંનો તથા બીજી વશતુનો બંનચાવ કરવાનો શઉથી શારો ઇલાજ એછે જે કાગજ અથવા શનના કપડાનો એક ટુકડો ટરપીનટંન તેલમાં વરશમાં બે તરણ વાર ભીંજાવી કપડા મેલવાની કબટ અથવા પેટીમા રાખવો એટલે એ જાણવર તેથી શદા દુર રેહશે

---

**મીઠુ દવાઇ તરીકે**—હવડાં એક ડાકટરે જણાવીઉ ચ કે મીઠુ કોલારાને અટકાવનાર એક અછી દવાછે થોડા મહીનાની વાતપર એક બીજા ધણીએ જણાવીઉં હતું કે જેને થુક શાથે લોહી જતુ હોએ તે દરરોજ બે વખત ચાએની ચમચી ભરી નીમક ગરમ પાણીમા ભીંજવી લીએ તો એ દરદ મટી જાએછે. જેનો કોઠો નાજુક હોએ તેને, નુકશાન નહી થાએ એટલા શારૂ એ દવા તેણે નાશતો ખાધા તથા શાહજના જમીઆ પછી આશરે અરધે કલાકે લેવી એ દરદવાલા ધણીએ દારૂ પીધાથી બીલકુલ પહરેજ કરવી. એવી દવા બતાવનારે જણાવીઉ છે જે તેથી ઘણા લોકો શારા થઆછે.

---

**વાતચીત કરવાની રીત**—શાહેલીઓ જારે વાતચીતમાં વખત કાહડવા માગે તારે શઉને પશંદ પડતી તે બાઇ કેહેવાએ કે જે પોતાની શાહેલીઓની હજુરમાં ઘટતી તથા શુભાખીત વાત કરે. એટલુજ નહી પણ પોતાને ગમે હેતું દુખ થાએ અથવા ગુશો ચહડે તોબી બીજાને નકાણુ હીનું અથવા દુખ લગાડનારૂ બોલવાથી પોતાંની જબાનને લગામમા રાખે. એમ કીધાથી મોહબત તથા લાએકીમા વધારો થાએછે.

---

**ગુશો કરવા વગર તાનો કેમ મારવો**—પેશવાંઇ રોજમા એક મગરૂર શુબો એક દીને એક કારકુન શાથે અવતારની બાબદ વીશે તકરાર કરતાં કારકુનની મશખરી કરી બોલીઓ કે જો આપણને ઘધેડો તથા ઘોડો બનાવવાની જગત કરતાની મરજી હોએતો તું કીઓ અવતાર પશદ કરશે ? પેલો કારકુન આશતે રહીને બોલીઓ કે અલબતાં હું ઘધોજ,થવા માગશ. શુબાએ પુછીઉં કાએ ? કારકુને જવાબ દીધો કે ઘધાઓને શુબાના ઓધા મલેછે તેમ ઘોડાઓને મલતા નથી,

# સ્ત્રીબોધ.

પુસતક ૧ લુ | શપટેમબર ૧૮૫૭ | આંક ૯મો.


## લાએકીવાલી ઓરત.

**૭ ની વી વ.**



મેહરબાની તથા માઆ કરવામા પુરૂશ કરતા સ્ત્રી હ રેશા શરશ હોએછે એમ આપણા જોવામા આવીઉછે બાપ કરતા માની મેહરબાની બનાપર વધારે હોએછે ભ થારના બાએડી પરના પેઆર કરતા બાએડીનો પેઆર ભ થારપર વધારે હોએછે ભાઇની બેહનપર કરતાને બેહન ની ભાઇપર માઆ વધારે હોએછે ટુમામા કહીએતો આ શનશારના શઘલા કામો શબરી સીએ માઆ તથા મેહરબા ની અને તેવા બીજા મન રીજવનારા તથા આતમાને શુખ આપનારા શદગુણો શબધી પુરૂશપર શરશપણુ મેલવીઉછે સી પયે પોતાના બચાઓપર તથા બીજાઓપર બેગરજ મેહર બાની તથા માઆ કરવાના ઘણા દાખલાઓ દરએક દેશ મા શઘ મલી આવેછે તેવા દાખલાઓમાનો નીચે ટાકે લોબી એકછે

શ્રી ફરાનશ દેશમા થોડા વરશ થઆ શ્રી આરટીન નામના ગામડામા મા૦ આશલીન તથા તેની બાએડી લીશે ટી પોતાના બે જોરીઆ બચા તેમા મારીશ નામનો એક છો કરો તથા જેનીવીવ નામની એક છોકરી શાથે રહેતા હતા એ બચાઓ તનદરોશત તથા શુનેહ શપનધીં ચાલનારા હ તા. ગામડાના બીજા ઉછ છલા છોકરાઓની માફક પોતા ના મા બાપને તેઓ કશી પરકારની બેજારી આપતાતા નહી મા૦ આશલીન ગાડાના ચાક બનાવવાનુ કામ કરતો તે વુ કામ તેને પુરતુ મલતુ તેથી પોતાના કબીલાનુ ગુજરાણ ગ રીબ શનશારે કરી વખત કાહડતો હરેક ફોરશતને વખતે બાએડી શાથે બેશી પોતાના વાહલા બચાઓને હલી મલીને શાથે રમતા જોતો તારે તેને ઘણો આનદ થતો પણ તે આનદમા એક ફીકરથી વધારો થતો તે ફીકર હેવી હતી કે જે હરેક લાએકીવાલા માબાપ પોતાના વાહલા બચા શા રૂ કરેછે એટલે મા૦ આશલીનને અંદેશો થતો કે કાલ ક જાથી એ બચાઓની શી ગત થશે તેની બાએડી તેવી ફીક ર દુર કરવાને તેને દીલાશો આપી ઇશવરપર ભરૂશો રાખ વાને શમજાવતી એ પરમાણે એ બચાઓની નવ વરશ ની ઉમર થઇ તાહા શુધી એ મોટી બઇએર એક બીજાના પેઆરમા અને વખત જતે વધારે શુખ થવાની આશામા પો તાનો શનશાર ગુજારતા તેઓની શુનેહ ભરેલી ચાલ તથા પરો પકારી શવભાવ માટે શઘા ગામડાના લોકો તેઓપર હેત ક રતા એક દીને આશલીન એક બોજે લાધેલુ ગાડુ શમ ર તો હતો તેટલા તે ગાડુ ઉંધુ વલી ગીઆથી તે બીચારો દબા ઇ તુરત મરણ પામીઓ એ મોતની વાત ગાલલી શઘા ગામના લોકો દીલગીર થઆ શઉકોઇ એક એક શાથે વા ત કરવા લાગા કે લેશેટી શરખી શાનેશ બાએડી તથા તેના બે શદાચરણી બાલકોનુ શુ થશે બીચારી લીશેટીને પોતા ના વાહલા ભરથારના મરણથી કેહેવુ દુખ થઇઉ તેનુ વરણ અતરે કરાતુ નથી પણ આ બીના પરથી વાચનારી બાઇ ઓ ગેહજમા તે વીશેનો અટકળો કાહડી શકશે કે એ અકશ તથી તેને હેવી ગમગીની તથા દરદ થઇઉ કે ભરથારના મર ણને તીજે દીને તે પણ મરણ પામીને બયે જણા વઇકુઠ

માં શાથે થયાં. શંધા પાર પહોશીઓ હાએ અફશોશ
કરવાં લાગાં મરનારનાં નાધલાં બચાઓની શઉ કોઇએ
દયા' ખાધી. તેઓની દઆ માતરે મોહડાના બોલોમાજ
પુરી થઇ નહી શવે ઠેકાંણે ગામડાંના લોકો શેહરીઓ કરતાંને
પાડપડોશીઓને વધારે કામના થાએછે તેમજ એ ગામડા
માબી હતું. "પેલાં હીન બાલકોનુ પાલણ કોઇએ કરવુ જો
ઇએ હેવો વીચાર થઓ મરનાર આશલીન જે સુકાદમ
ના હાથહેઠલ કામ કરતો તે એ બાલકોનો વાલી થઓ.
તેના ઓશરા હેઠલ તેઓ પાંચ વરશ શુધી રેહેઆ. તા
રબાદ તે સુકાદમ મરણ પામીઓ. તેનો છોકરો પોતા
ના બાપનો સુખતીઆરી થાએઓ બાપના અખતીઆર
શાથે તેનુ પરોપકાર પણ એ છોકરો ધરાવતો હતો ન
હી. તેણે પેલા જોડીઆ ભાઇ બેહનો જે હજુર નાધ
લાં હતા તેઓને એટલુ બધુ કામ શોંફવા માંડીઉ કે
ઉમરે પોહચેલા આદમીઓનેબીતે દહંણુ લાગે ખાધા પીધાના
હાલ બેલા ચલાવીઆ. શંધી પરકારે હેવી શખતી તથા અપમાન
આપવા લાગો કે તે છોકરાની ઘણી શબુરી છતાબી કંટાલો
ઉપજીઆ વીના રહેઓ નહી, લાચારે તેઓએ તે ઘર છો
ડવાનો ઠેડાવ કીધો તેઓ જુદાં થઇ જો એક બીજાથી દુર
પડી મજુરી કરતેતો તેઓને એટલુ બધુ કામ મલતે કે,તે
થી તેઓ પોત પોતાનો ગુજારો કરી શકતે. પણ તેઓ મા
એના પેટમા ઉગીઆ તારથી તે ચઉદ વરશની ઉમરના થઆ
તાહાશુધી શાથે રેહવાથી એક બીજાના પેઆરમાં એવા લપે
ટાઇ ગીઆંતા કે કોઇબી કારણથી જુદા પડવાનો ખેઆલ તે
ઓ બધને નહી ખાઓ હેવી આફત શરખો લાગતો. નાધ
લો મારીશ વીચારતો કે હું જો દુરના ખેતરમા કાંમ કરવા
જાયતો મારી બેહનની પાશબાની કોણ કરશે ને તે ભરજુ
વાનીમાં આવતી જાએચ તેનો આશરો કોણ થશે ? જીનીવીવ
વીચારતી કે હુ દુર ઠાહપર જુદી કામ કરવા જાઉ તો મારા
ભાઇને વાશતે શુતરૂ ખાનુ કોણ પકાવશે તથા શાંજને વખ
તે તે થાકેલો પરાકેલો આવે તારે તેને શુખ આપવા શઉ
ખું શોજુ શાજું ઘેર કોણ રાખશે ? તેના કપડા ત્વતો કોણ
શભાલશે ને તઇઆર કરી આપશે ? દુખને વખત કોણ
મદદ કરશે ! એ પરમાણે એ ભાઇ બેહન એક બીજાના આ
શ્રાથી જુદા પડવા માગતાનાં નહી. જીનીવીવને પોતાના
ભાઇપર એટલી બધી મોહબત હતી કે તે શઘી દુનીઆ ક
રતા તેને વધારે પેઆરો લગતી. હેવું છતા તેઓ પેતા ની
ર દઓલુ શેઠના ઘરમાંથી નીકલી અંદે ખેડુતને તાહા ચાક

રી રહેઆં મારીશ પોતાના બાપની માફક ગાડાં વીગરે
શામન શમારવાનુ કામ કરતો ને તે કામથી પરવારે એટલે
ખેતરમાં રોપની તથા કાપની કરવાના કામમાં બીજા મજુરો
ને મદદ કરતો. જીનીવીવ પોતાને લાએકનુ કામ મનમાનતા
રીતે કરતી. એ પરમાંણે દનપરદન બને ભાઇ બેહન એક
બીજાની નજર આગલ હેતથી અને ઉલટ ભરેઆં રહી પો
તાના કામથી પોતાના શેઠના તથા પોતાની શાથે કામ કરના
રાઓના માનીતાં થતા ચાલીઆ. મારીશ ચપલ તથા મેહન
તુ હતો તેથી શરવે કોઇ તેને ચાહતા.

એવી તહરે કેટલીએક મુદત ગુજરો ગઇ. એક
તોફાની શાજને વખતે મારીશ બીજા મજુરો શાથે કાપેલા
અનાજનો ઢગ કરતો હતો તે એક ઉંચી ગનજીપર મ
હડી ભારીઓ ગોઠવતો હતો તેવામા વીજલી થઇ તેનો ધકો
હેવો લાગો કે તે બેહોશ થઇ નીચે પડેઓ. એ વીજલી હે
વા જોરથી થઇતીકે તેથી બીજા કેટલાએક મજુરોબી બેહોશ
થઇ ગીઆ. પણ મારીશ શીવાએ તેઓ શંધા જલદીથી પા
છા હુશીઆર થઆ. મારીશતો મુરદાં શરખો પડી રહેઓ
તેના શગતીઓ તેને વાશતે ઘણા ગમગીન થઆ. ઉચકી
ને તેને ઘરમા આણેઓ. તેનો હાવો હાલ જોઇને તેની
બેહનને કેવું દુખ થઇઉં હશે ! કેટલોક વારતો તે બોલી શકી
નહી શઉએ ધારીઉ કે તે મરણ પામીઓછે. હેવામા મા
રીશનો શવાશ આશતેથી ચાલવા લાગો. થોડેવારે તેની
આંખ ઉગાડી જીનીવીવ જે તેને પોતાના હઇડાં શાથે દાબી,
રડતી બેઠીતી તે તેના ડોલા જોઇ કાઇક ઉમેદ ભરેલી થઇ
તે ઇશવરનો ઉપકાર માની બોલીકે "ઓ દીરતાર જેવી હું
મારા ભાઇ શાથે જનમી છેઉં તેવી તેની શાથેજ મરણ પાંમુ
હેવુ મને બખશજે." તેનો ભાઇ એવા શબ્દો શાંભલતો
તોબી કશુ બોલી શકતો હતો નહી તેની જબાન હીલી શકતી
તી નહી ઘેની મુશકેલાતથી હાથ હીલવીને તેણે દેખાડી
ઉં કે તેના માથામા દરદ થતું તેના પગ શુરો વીગરે શંધો
અંગ મારી ગીઓ હતો. તે પરગનાના શઉથી કામેલ વઇ
દે તેના બદનની તપાશ શારી પઠે કરવા પછી કહીઉ કે તેના
માથાને તથા શરીરના હેઠલા ભાગને લકવો થઓછે. પણ
તે માથાપર હાથ કરી દરદની જગો બતાવી શકેછે તેથી આ
શાછે કે તેની બુધી તથા ચીત તથા બોલવાની શકતી પાછી
ઠેકાણે જલદીથી આવશે. એવું શાભલી જીનીવીવને ઉમેદ થાં
યે ફીકર રહી.

એ મુજબ એક અઠવાડીઉં જતે મારીશ પોતા

ની મેહરબાન બેહનનુ નામ લેવાને શકતીવાન થયો
તે શકુનથી જીનીવીવને કેટલો આનંદ થઓ હશે વારૂ ? વશ
ત રૂતુ આવતાં સુધીમા પોતાના ભાઇને શાજે થવાની તેને આ
શાં આવી રાત દીન તેના બીછાના પાશે બેશી તેની ચાક
રી કરવા લાગી. તેને જરા આમકો લાગે એટલે દુખથી હે
વો પોકાર તો કે જીનવીવ અકલાઇ જતી વઇધને ફ્રીને બો
લાવામા આવીઓ તેણે તપાશ કરી કહીઉં કે શરીરનો હે
ઠલો ભાગ શાજોં થવાની કશી આશા નથી પણ માથુ વખ
ત જતે શારી પઠે શુધરશે હેવા શકુનો શાંભલવાથી મારીશ
ઘણો દુખી થઓ જનંમ શુધી પાગલો તથા લાચાર રેહવાનો
ખેઆલ તેને દુખ કરવા લાગો. હેવી લાચારીમા પોતાની
મેહરબાન બેહનપર બોજો થઇ લાગવાનો બલાપોબી તેને ઘણો
થઓ એ પછી શીઆલાની રૂતુ તે જોડીઆ ભાઇ બેહન
નોને અતી શખતી ભરેલી ગુજરી મજુરી કરવા બાદ ફુર
શતનો શધો વખત મારીશની ચાકરીમા ગુજારવાથી જીની
વીવનુ શરીર દુબતુ થવાલાગુ ને તેનો ખુબ હોશાન ગરક થ
ઇ ગીઓ હેવુ છતા પણ ભાઇપર તેનો પેઆર હેવો હતો
કે મારીશ કોઇવાર ઇશવર પાશે મોત માગે તારે તે દુખી થ
ઇ તેના કાલાવાલા કરીને કેહેકે "મારીશ તુ હેવુ મો બોલ
તારા મરણ પછી એક દમબી મારાથી જીવાવાનુ નથી તા
રી બરદાશ લેના મને ગનુ શુખ થાએચ તુને જોવાથી મા
રા જીવને આનંદ છે ઇશવરે મને શકતી બખશીચ તાહા
સુધી હુ મજુરી કરી આપણુ પાલણ થવા જોગ મેલવશ દુ
ખ શદા ટકતુ નથી આપણી ઇમાનત શારી રાખી ઇશવ
રપર ભરૂશો રાખીશુ તો તે શાહેબ આપણુને શુખ આપ
શે તારૂ દરદ તે કીરતાર ઝટાડી તુને શાજો કરશે કેહે
વાતછે કે દરામના તોફાન પછી રલીઆમનો ટડકો પડવા વી
ના રેહતો નથી વાશતે શુખના ટડમાથી આપણી જીદગીનો
પાછલો વખત માઆલુ પરવરદીગાર રલીઆમનો કરશે"
હેવા પેઆરના તથા દીલાશાના શકુનો શાભલી પેલા દરદીને
કોઇ કોઇ વેલા હીમત આવતીને તે ધારતો કે હજુર હુ
શાજો થવશ પોતાને શાફ તથા અચલ રાખવા શારૂ તે
પોતાની ખુરશીપર બેશીને શારી કલાથી જુદી જુદી વશતુના
નમુના બનાવતો તેમા એક ચાર ચાકની ગાડી બનાવી
તે તઇઆર કરવા પછી તેણે હેવી મરજી કીધી કે તેમા બે
શાડી ઇશવરની બગતા કરવ ને કોઇ મને દેવલમા લઇ જા
એતો શારૂ ) તેની બેહન જે તેને હરેકપાતીએ ખુશી રાખ
વાને ઇનતેજાર હતી તેણે પોતેજ તેમ કરવાનો ઠેરાવ કીધો
બે તરણ દીવશ આગમચથી જણાવીઉં કે આદીતવારે હું
તુને દેવલમા લઇ જઇશ એ લાએકીવાલી અબલાએ એવો
ઠેરાવ કીધો પણ તેને અંદેશો થઓ કે ઘેરથી દેવલ શુધી
જવાનો રશતો હેવોછે કે ગાડીમા આચકા આવીઆ વીના
રેહેશે નહી જેથી મારીશને ઘણુ દુખ થશે પણ એની ચાલ
તથા કામથી એના ગામડાના શધા લોગો એટલા તો ફીદા હ
તા કે રવીવારની પરભાતમા તેઓએ શધે રશતે પેડો પાથરી
ઓ હતો મારીશને ગાડામા બેશાડી જીનીવીવ બાહેર ની
કલે તેની આગમચ ગામડાના શધા લોકો વાટની બધે બાં
જુ ઘેરી ઉભા રહેઆ હતા તેઓ તે બાઇ તરફ જોઇને
આફરીન કરતા ઘણા જણાએ તેની ખાતર તેના ભા
ઇની ગાડી ઘશડી લઇ જવા માગીઉં પણ તેઓને અન
ઘટતી તશદી આપવી દરૂશત નહી તથા પોતાની માફક શં
ભાલથી ગાડી કોઇ બીજુ ઘગડશે નહી હેવો વીચાર કરી તે
ણે ઘણી નમનતાઇથી શઉને નાપાડીઉં દેવલમાં પોતા પ
છી તાહાના લાએકીવાલા ધરમોપદેશકે વાએજ કરતી વે
લા પોતાના ટોલાને શઉથી શારો ઉપદેશ એ કીધો કે જી
નીવીવ તરફ હાથ કરી બતાવીઉં કે તેનુ હેત ભરેલુ કામ
ઇશવરને ગમતુ ને અતી મોહટા પુન ભરેલુ હતુ જારે
શમા આવે તારે હેવી તહરાનુ પુન કરવાને શરવે કોઇને
ભલામન કીધી તે જોડીઆપર દુવા કરી એ પાદરી બોલીઓ
કે "મારીવાલી દીકરી તુ હીમત પકડ કેમકે ઇશવર તા
રૂ કામ પશંદ રાખી તુને આશરો આપેછે"

એ પરમાણે શધા લોકો તેનુ કામ પશંદ રાખતા તે
થી જીનીવીવને અવબતા પોતાના ભાઇ શબબી વધારે મેહ
ર આવી તે ભાઇબી રાત ને દીન ઇશવર પાશે પરારથના ક
રી હેવુ માગતો કે કોઇબી પરકારથી તે શાહેબ તેનીપર હેવી
બખશેશ કરે કે પોતાની બેહનના પેઆરનો થોડોબી બદલો
વાલવાને તે શકતીવાન થાએ ઘણા દીવશ એ મીશાલે ગુજ
રી ગીઆ તેના શરીરને કશો તફાવત પડેઓ નહી અને તે
આશા છોડી જનમ શુધી દલદરી રેહેવાની ધારતો તેને લા
ગી તેની બેહેન તેને શાંજને વખત પેલી ગાડીમા બેશાડી
ઘરની બાહેર ગમતને શારૂ લઇ જતી તાહા એક દીને એક બુઢો
શીપાઇ મલીઓ મારીશનો શધો હેવાલ જાણી લેવા પછી તે
બોલીઓ કે "ચીલાની લડાઇમા એક ચેલ ફાટવાથી મને
બી લકવાનુ દરદ થઇઉ હતુ જેથી બે વરશ શુધી મારા ગ
ધા શાધા નીરઉપીઓગ થઇ પડેઆ તા મારાં માથી
મા તારીજ માફક દરદ થતુ હતુ જેથી મારી ખુશી શધી જ

તી રેહેવા જેવું લાગતું તું  મને તહરેવાર દવા કરવાને ભલામન થઇતી. પણ કોઇબી કશી પરકારે કારગત થઇ નહી શકા ઇલાજ ઘરેઆ તારે શમુદરમાં જાહુક નાહવાનો ઇલાત મને બજાવવામા આવીઓ. મારાંથી ખમાએ તાહાસુધી દરદી ભાગપર મોજા હલુવે હલુવે હુ લાગવા દેતો. એ પર 'મારુ ઉનાલાની આખી મોશમ શુધી કીધુ' એટવે હું શાજો થઓ વાશતે તું જો તેમ કરશે તો તુબી શાજો થશે."

હેવી વાતે કહીને બીચારા અનજાણ્યા મારીશના પુછવાપરથી તેણે જણાવીઉંકે હેવી નાહવાની જગો આ ગામની અડીશો માઇલની વેગસાઇપર શ્રી બેરીન બંદરમાછે. મારીશે કહી ઉંકે ઓ તેટલુ શુધી મારાથી જવાએ કેમ ? તેમ બનવુજ મુશકેલછે. વાશતે મારેતો જનમ શુદી દુખીજ રેહવુ પડશે પણ તેની મેહરબાન બેહન જે શારી પઠે ધેઆન રાખી શધી વાત શાભલતી હતી તેણે પેલા શોલજરને એક કોરે દેઈ શધી વીગત પુછી લીધી. ઘેર આવીને પોતાના ભાઇને શ્રી બેલન લઇ જવાનો ઠેડાવ કીધો  થોડા દીવશમા શધી તઇઆરી કીધા પછી તે વીશે તેણે મારીશને જણાવીઉ. તેની વાત શાભલી મારીશ બોલીઓ કે બેહન તુ એ કામ કદી કરી શકવાની નથી, જવા આવવાના પઇશા કાહથી લાવશે ? જીનીવીવે જવાબ દીધો કે દુનીઆમા હેવુ કાઇ નથી કે જે મારાભાઇને વાશતે હુ કરી નહી શકુ  તારી ગાડીમા બેશાડી હું તુને ઘશડી લઇ જવશ  જતી વખતના વાટ ખરચ શારૂ મારી પાશે શુનાની પાચ અશરફીછે ને આવતી વેલાતો તુ શાજો થઇ મારી શાથે ચાલી શકશે. મારીશ ફરીને બોલીઓ કે વાટ ઘની લાબીછે  આપણુને કોઇનો આશરો છે નહીં નદીઓ તથા પાહડ ઓરંગવાને તારી તાકાત રેહશે નહી  જીનીવીવે જવાબ દીધો કે ઇશવર જો નેહરબાન છેતો એવી શધી મુશકેલાતો તે શાહેબ શેહલી કરશે ને આપણને શધી પાતીએ આશરો આપશે  તુને શાજો થવાની બાબદમા મને ગમે હેવી થાક લાગેતો શું ચીંતાછે ? ટેકરીઓ ને નદી ઓરંગતા વલી એટલા દાહડા વધારે લાગશે વાશતે તુ હીમત પકડને આપણે કુચ કરી જઇએ."

એ પરમાણે હેતથી ભાઇને શમજાવવા પછી તેણે પોતાની તથા ભાઇની વરશગાઠને દાહડે એટલે તારીખ ૩ જી જુનને દીને રવાને થવાની ગોઠવણ કીધી પોતાની શમજન મુજબ તેણે ઘણી ગાઠવેતી રાખીતી પેટી ચાર પઇડાની નીચી ગાડીને છતર કીધુ ને તેપર બેશાઇ તથા અંગેશાઇ શકાએ હેવી રીતે બાંધેલ કીધુ  તે ગાડી હાથે ઘશડતા થાક ચહડે તારે ખભા અથવા કમરના જોરે તે કામ કરવા શારૂ ચામડાનો એક પટો તેણે મેલવીઓ. પોતાના પગમા હલકા જોડા તથા માથે શાદરાની ટોપી પેહરી  મારીગને તેહવારના દાહડા પેહરવાનો પોશાક પેહેરાવીઓ ને પોતાનો તેવો પોશાક કોઇ વખતે કામનો જાણી તેની બીંદરી કરી મારીગને તકીઓ કરી આપીઓ.

બાહેર નીશરીઆ પછી જીનીવીવ હરખની ભરી ઘણી ઉતાવલે ચાલી  પણ પોતાના ભાઇની ચેતવણી પરથી તેણે આશતે આશતે પગલા ભરેઆ કે દુર રાહ કાપવાની હતી વાશતે થાક જલદી લાગે નહીં  પેહલા તેઓ એક દેવલમા ગીઆ  તાહા ભગતી કરવા પછી આગલ ચાલીઆ. શ્રી ફરાનશ દેશના મધીઅ ભાગમાથી તે દેશના એક નાકા શુધીની શફર એ જોડીઆએ કેમ કીધી તેની વીગત જોકે જાણવા જોગછે તોબી આ નાંધલા ગરથમા લખી શકાતી નથી  મેદાન તથા શપાટ જગોએ જીનીવીવે આશતે આશતે પણ જાહુક રાહ કાપી. બપોરને વખત ટડકાણું ઉપદરવથી કોઇ જાહડોનો છાએડો લેતા ને રાતને વખત જે કાઇ આબરૂદાર મકાન મલી આવે તાહા વાશો કરતા ને પોતાની ગુજાશ માફકનુ ખાનુ ખાતા  ફરશબદીના મોહોટા ગામડા તથા ભર વશતીમાથી પોતાના ભાઇને નહી લઇ જવાને એ અબલાને અતીશે વીચારથી તદબીર કરવી પડતી  એકજ વેલા લાચારીના શબબથી પોતાનાભાઇને હાથથી ખેંચવાની ભાડુતી ગાડીમા બેશાડી એક કશબાને એક નાકેથી બીજે નાકે લઇ જવો પડીઓ હતો  કેમકે તેમ નહી કરતેતો તેને બે નદીઓ ઓરંગીને જવુ પડતે જે તેનીથી બનતુ નહી. હીઆથી એ બાઇનો મારગ વધારે ડીકટ થઓ  લોહડાની શડકપર ડોડનારી ગાડીઓ કાઇ તે વખત એ પરાતમા હતી નહી, ને હતેતો તેનો ખરચ આપવાની શકતી તે ધરાવતીતી નહીં. વાશતે મજબુત ઘોડાબી શગેતાની મનાઇ કરતા જાહાં ઘાડી એવી ઉચી ટેકડીઓને વાકા ટુકા રશતાપરથી તેને પગે જવુ પડીઉ  એ મેહનતથી જીનીવીવ ઘણી થાકી ગઇ  તેને શંધે પગે છાગરા ઉઠીઆ ને જોડા પડતા મેઠી ચાંદુવાની ફરજ થઇ.  હાથ તથા કમર ગાડી ખેચવાથી કમકમાટ થવા જોગ રીતે ઘશાઇ ગીઆ  થાકને લીધે વારેવાર વીશાનો લેવાની જરૂર પડી  હેવા શબબથી રાહ કાપતા ઘણા દીવશ લાગા  બાર દીવશ શુધી શખત મંજલ કાપ્યા પછી તે પેટીમાનટ રોટ નામના ગામડામા ઓંદીઆં તા

નો છુટકારો ઈંગરેજોના હાથથી કરવાને પરમેશવરે જોઆંનને મોકલી હતી. હેવા ખેઆલથી તેઓની દબી ગએલી હીંમત પાછી જાગી. શ્રી આરલીઅનશના લશકર તથા રેહવાશીઓ વધારે મકમ થઇ લડાઇ કરવા લાગા. જોઆંન તેઓની મદદે આવેછે હેવું શાભલી તેઓને નવેશરથી શુર આવીઉં. ઇંગરેજોએ ઘણી હુશીઆરી રાખી શકત નાકાબંદી કરવા છતા તેણે હીમતથી ધશારો કરી પેહલાતો તે શેહેરના લોકોને વાશતે ખોરાકી અંદર દાખલ કરાવી. આ હેલા લોકોને ભુખમરાથી આજેજ કરીને તાબે કરવાની પણ ઈંગરેજોની તદબીર હતી, મારે તેઓએ એ ખોરાક તે શેહેરમા પેંહચવાની વાત શાંભલી તારે ઘણા ઉદાશ થઆ ફરેનચોની માફકજ એ વખતે ઈંગરેજોબી અગનાની ને વેહમી હતા. વાશતે હવડાં જોઆનની દેલાવરીની એ વાત તેઓએ જાણી તારે તેઓ બીહીવા લાગા કે એ કોઇ બરી જાદુગરછે. એ બીહીકની ખરાબ અશર તેઓની ઉપર થઈ. ફરેનચ લોકો, નાકા બાહર આવી ઇંગરેજોને શીકશતે આપવા લાગા. તા૦ ૨૯ મી એપરેલ ૧૪૨૯ ને દીને એ અબલા બાહાદુરીથી લડાઇ કરી પોતાના લશકર શાથે તે શેહુરના લોકોની મદદ શારૂ અંદર દાખલ થઇ. બે તરણ દીવશમા ફરેનચોએ ઈંગરેજો શાથે રાત તથા દીશના લડાઇ કીધી. એ લડાઇમાં જોઆને જુનડો લઇ આગલ પડીને પોતાના લશકરને ઉલટ આપી. અંતે ઈંગરેજો શંખી પાંતીએ આજેજ થઆ. દરએક ફતેહથી ફરેનચ લોકોને જેટલી હીમત આવતી તેટલી ઇંગરેજોને નવી ધાશતી પેદા થતી. અંતે આરલીઅનશ શેહેરનો એક કીલલો જે ઈંગરેજોના હાથમાં બાકી રહેલો હતો તેના કોટપરથી ચહડી અંદર હીલલાં કરવાને કોશેશ કરનારાં લશકરમા જોઆન શઉથી આગલ હતી, એક વાર એવા કામમા તેને ગરદન તરફ શકત જખમ થવાથી તેના લોકો તેને ઉંચકીને છાવનીમા લઇ ગીઆ. પણ તે જખમ બંધાવી તે તુરત પાછી આવી આગલની માફકજ બાહદુરી કરવા લાગી. તેને મરતોલ થવા જોગ જખમી કરવાથી ઈંગરેજોતો હેવુ માનતા હતા કે જોઆન ફરીથી લડાઇના મેદાનમાં મોહડું બતાવશે નહી. પણ તેઓએ તેને તુરત પાછી કોટની દેવાલ પર ચહડતી જોઇ તારે તેઓના હોશ કોતા થઓ. ફરેનચોના મારથી તેઓ મોહેલી તરફથી નાહશવા લાગા તેવામાં તેઓના કેટલાઈ બાહદુર શરદારો તથા શીપાઇઓ નદીમાં પડીબી મુવા. એ પરમાણે તા૦ ૮ મી મેએ ૧૪૨૯ ને દીને આરલીઅનશનો છુટકારો થઓ. જોઆનને શઉ કોઇએ ઇશવરની તરફથી કુમક લાવનારી કબુલ રાખી. તે જાહા જતી તાહા તેની પર આફરીન તથા દુવાના અવાજ નીકલતા. શઉ કોઇએ ઇઆદગારીને વાશતે તેણે "શ્રી આરલીઅનશની અબલા" નો ખેતાબ આપીઓ. એ ખેતાબ ઘી તે શઘી પુરૂથવીમાં પંકાઇછે. એ પરમાંણે આપણે જોઇએચ કે એક ઉલટમંદ તથા હીમતવાન આદમી ભારી શંકટના વખતમાંબી કેટલું બધુ કરી શકેછે.

જોઆનનુ એ પેહલું કામ, એટલે આરલીઅનશનો છુટકારો થઇ ચુકો એટલે બાકી રહેલું બીજુ કામ કરવા, એટલે શ્રી રીમશમા પાદશાહને તાજ પેહરાવવાની કીરીઆ કરવાનુ બજાવવાને તે વીચાર તથા કોશેશ કરવા લાગી. તેણે પોતાના કરાર મુજબ આરલીઅનશનો છુટકારો કરી આપવા છતાં રીમશપર એકદમ શવારી કરવાની તેની બલામન ચારલશ પાદશાહે શાંભલી નહી. તેણે જે મારગે જવાને દરખાશ કીધી તેથી ચારલશના અમલદારોએ જુદુજ બતાવીઉ. તેઓએ પોતે કાંઇક ફતે મેલવી નામીચા થવાને આરજુમંદ હોવાના શબબથી કદાચ એમ કીધું હોએ. પણ જોઆને જાહજો વાધો લીધો નહી. હરેક પરકારે રીમશ તરફ જવું હેવો તેનો વીચાર હતો વાશતે પાદશાહના શરદારો જે મારગે આગલ વધીઆ તે મારગમા તેઓની શાથે રહી તેઓના લશકરને એ ઉલટ આપતી રહી. ઈંગરેજો એટલા બધા બીધા હતા તથા તેઓની ઉલટ એટલી બધી કુટી ગઇતી કે ફરેનચ લોકો શંધે ઠેકાણે ફતેમંદ થતા. આ રગમા પેહલાં કેટલાએક કીલાના લશકરે શામને થવાનુ ડોલ બતાવીઉ. તેવા એક કીલા પર ધશારો કરનાર લશકર શાથે કોટની દેવાલપર ચહડવાની કોશેશ કરતાં એક મોહોરોફતર ગબુરી આવવાથી જોઆનની કોહલાને જોરથી પકો લાગવાથી તે નીચે ટુટી પડી. પણ તુરત પાછી ઉઠી ઉભી થઇ. પોતાનાં લોકોને ઉશકેરીઆ ને તે કીલો અંતે હાથ કીધો. એ પરમાંણે થવાથી ઇંગરેજોની ધાશતીમાં વધારો થઓ. તેઓ શંધી જગોએ પાછા હટવા લાગા ફરેનચો તેઓને દુબાલે રહી તેઓને નુહશાડતા રહેઆ. અંતે તારીખ ૧૬ મી જુલાઇ ૧૪૨૯ ને દીને જોઆનની મદદથી પાદશાહ શ્રી રીમશ શેહરમાં દાખલ થઓ. તેને તાજ પેહરાવવાનુ કામ બીજે દીને થઇઉં. તે વેલા ઘણાએક લોકોએ ઉમીઆરબંદ થઇ તેની ચાકરીમાં દાખલ થવાને એલતેમાશ કીધી. શઉ કોઇએ એ પાદશાહની તાબેદારી અખતીઆર કીધી.

ધારા મુંજબ તાજ પેહેરવાની ક્રીઆ પુરી થવા પછી એ અબલાએ ગુઠણ મંડીએ બેશી પોતે પાદશાહની પરજા હોવા નો એકરાર કીધો ને ઘણી પરકારના ઉદ્દાર વીચારોથી આવતાં આશુથી બરેલી આંખો તે પાદશાહ તરફ કરી દુવા દઇ ને બોલી કે "ઓ લાએકીવાલા પાદશાહ જે પરવરદીગારે હેવું ફરમાવીઉં હતુ કે હું આરલીઅશની નાકાબદી છોડાવી તુને તાજ પેહેરવાને શારૂ હીઆં લાવી તે શાહેબની તાશ હકની પાશબાની કરવાની મરજીની શાબેતી આપું, તે તેનુ ફરમાન મેં બજાવીઉંછે." એ પરમાણે બોલી તે પાદશાહની રજા લઇ પોતાને ગામ પાછી જવાની મરજી કરવા લાગી. પણ તેની હજુરથી પોતાના અમલદારો તથા લશકર પર કેટલી બધી અશર થતી હતી તેપર વીચાર કરી ચારલશ પાદશાહે તેને જવા દીધી નહી. પાદશાહની મરજીની વીરૂધ થવાને તેને પશંદ આવીઉં નહી વાશતે તેણે તેનો શકુન રાખીઓ એ વખતે તેણે દુશમનોની તરફના શરદાર ડીઉક આવ બરગંડીને એક પતર લખીઓ તેમા ઘણીએક તદબીરથી તેને શમજાવીઓ કે ફરાંનશ શાથે લડાઇ કરવામા કશો ફાએદો નથી. તે કરતા તેણે જો લડાઇ કરવાની મરજી રાખી હોએતો મુશલમાન લોકોના મુલક તરફ જઇ તેઓ શાથે લડી કીરતી મેલવવી. એ કાર્ગજ ફરેનચ લોકોએ હજુર શુધી જાલવી રાખીઓછે શ્રી રીમશમા જોઆન પોતાના બાપ તથા મામાને મલી તેને દુનીઆથી ઘનુબી માન મલીઉં તું ને તેની કીરતી શમપુરણ હતી, પણ તે કોઇબી પરકારે મગરૂબી અથવા દમામ દરતીતી નહી.

જોઆન પાદશાહની મરજીથી તેના લશકર શાથે રહી ખરી અને પોતાની આગલી હીમત તથા હોશમા કશો ઘટાડો થએલો બતાવતીબી નહી. પણ તે હેવુ ધારતી હતી કે ઇશવરે તેને ફરમાવેલુ કામ પુરૂ થાઇઉ હતું. હેવી ધારણાથી તેને એમબી બરૂશો હતો નહી કે ઇશવર હવે પછી તેનો બોમીઓ અથવા નેઘેબાન હોએ. એવા ખેઆલ તથા બરૂશાની કોતાઇ શાથે એ અબલા પોતાને ઘેર જવાની દનપર દન વધારે આરજુ બતાવવા લાગી. અફશોશછે કે એ દેશહીતકારી બાહદુર ઓરતની એ ઉમેદ અતની ઘડી શુધી બર આવી નહી। વધારે અફશોશ એમછે કે એ બલી ઇછછાર તે એ જમાનાના ઘાતકી વેહમનો બોગ થવાથી નાશીપાશ થઇ હતી।

જુંજ દીવશ શ્રી રીમશમા રેહવા પછી મારથલ પાદશાહ થોડાએક શાઉ ઉપર એક જગો જાતરા જવા નીકલેઓ. તેના મારગમા જોઆનના પરતાપે કરી શઉ કોઇ કશબાના રેહવાશી તથા કીલાઓના પાશબાનો પોતાની રાજી ખુશીથી અથવા જુધમાં શીકશતે ખાઇને તાબે થઆ. શારોથીએરીના ઇંગરેજી લશકરે લડાઇ કરવાનુ ડોલ શઉથી વધારે કીધુ હતું પણ પાછલથી તેઓબી નાહશી ગીઆ એ જગોએ ચારલશ પાદશાહે જોઆનને મોહટી બખશીશ આપવા ચાહી પણ જોઆને તે શધુ નાપાડી આટલીજ અરજ કીધી કે તેની જનમ ભુમી જે શ્રી ડામરમીનો કશબો તેને શધી પરકારના કરથી જાવેદાન શુધી છુટો કરવો.'

એ પરમાણે ફતેહ કરતાં કરતાં પાદશાહનુ લશકર શ્રી ફ્રાનશની રાજધાની શ્રી પારીશ શેહર શુધી આવી લાગું. તે શેહરની પાશબાનીને શારૂ ઇંગરેજોએ પુરતું લશકર રાખી ઘની શારી ગોઠવણ કરી રાખી હતી તે છતા ફરેનચોએ તે પર હીલા કીધાં. જોઆને હરોલમા રહી પેહલી દેવાલ પાર કીધી પણ આગલ વધતા તેણે જોઇઉ કે બીજી દેવાલ આગલની ચર પાણીથી ભરપુર હતી. તેને તાજુબ લાગુ કે એ વીશે તેની તરફ વાલા કોઇબી આદમીએ તેને આગલથી ચેતાવીતી નહી. હેવી અકશમાત હરકત થવા છતા તેણે હીમત છોડી નહી. પોતાના ભાલાથી ચરના પાંણી માપી જોવા લાગી ને કાંહાંથી પાર ઉતરી શકાએ તે વીશે તપાશતી જતી ને પોતાની શાથના લશકરને ઉલટ આપતી હતી. એ વખતે કોણ જાણે શું બનાવ બનીઓ તેથી ફરેનચ લશકર આગલના જેવી હીમત બતાવતુંતું નહી પાદશાહની પોતાની ઉલટબી કાંઇક ઠંડી પડી ગએલી લાગતી હતી. માતરે આપણી બાહદુર અબલાજ આગલની માફક ઉમટમંદ ને હીમતવાન દીશની. તેણે ઇંગરેજી લશકરને પોકાર મારીને કહીઉં કે ફરેનચોના પાદશાહની શામનેથી તેઓએ પીઠ ફેરવી જતા રેહેવુ. પણ એ અવાજના જવાબમા તેઓએ ધીકારથી તેની તરફ તીરનો વરશાદ વરશાવીઓ જેથી જોઆનનો જુનડો પરનાર તુરત મરણ પામીઓ ને જોઆન પોતે જખમી થઇ. એવા બનાવથી ફરેનચ લોકો પાછા હઠીઆ. જોઆન પોતાના મન શાથે વમાશવા લાગી કે ઇશવરે તેને શોપેલું કામ પુરૂ થઇઉં વાશને હવે ઘેર જઇ એકાંત બેશવુ શજાવારછે. તેણે પોતાનુ બખતર એક દેવલમાં મેલી અથીઆર છોડી પોતાને ગામ જવાની મરજી જોરથી જણાવી પણ પાદશાહના શરદારોએ તેને [illegible] રવા દીધું નહી. તેઓ શારી પટે શમજતા

પછીભી ચલાવી હતી. તે ગતરૂઓ તેની કોમ્એેલો થાએલી હારને અપમાન પોંહચાડતે રાજી થયા નહી તેથી તેઓએ તેની ખાકને પણ ભુમીદા કરવા દીધો નહી

એ પરમાણે એ લાએકીવાલી ઓરત પોતાના દેશનો બંનચાવ કરવા પછી મરણ પામી હમો કહીએયકે દેશનો બંનચાવ કરવા પછી મરણ પાંમી. કારણકે તેણે પોતાની મેહનત તથા મરદાનગીએ કરી પોતાના પાદશાહ તથા દેશીઓના હક વીશેનુ કામ એટલુ બધું શુધારીઉ હતુ કે તેના મરણ પછીભી સ્વારલશ પાદશાહે દુશમનોને હટાવી કાહડીઆ હતા ને ઈંગરેજો તે પછી શ્રી કાલેશના શેહર વગર ફરાનશમા બીજો કશો મુલક પોતાની હકુમત તલે રાખી શકીઆતા નહી.

આ બીના પુરી કરતી વખતે આટલી બીના જણાવવી દરૂશતછે કે જે તોહમત ઉપરથી જોઆનને ઇંગરેજો તથા ફ્રેનચોએ મારી નાખી હતી તે વીશે ૧૪૫૬ ના વરશમા ફરીને તપાશ કરવામાં આવી હતી એ તપાશ કરનારા ધરમના ઉપાધીઆઓની પનચ જે શરકારે ઠેડવી હતી તે પંચે શાબેત કીધું કે તે નીરદોશ હતી. એ શાબેતીસે મરનારના કબીલાને જાહેરો દીલાશો આપે હેવુ નથી. તોભી આદમી જાતને આ વાતથી શંતોશ થાએછે કે જો આન આવ આરક જે "આરલીઅનશની અબલા" તેની કીરતીના ગીતો ને ગરબા શાથે ઠેકાણે માનથી ગવાએછે ને પોતાના દેશનુ હીત ઇછનાર શરવે કોઇ લોકો શું ઇંગરેજ કે ફરેનચ કે બીજાઓ એ લાએકીવાલી બાંનુનુ અમર નામ શરવદા માન શાથે ઇઆદ કરેછે.

---

## ઓરત દાકટરો.

શ્રી અમેરીકા દેશ જાહા ઓરતો હાલ જમાનામા કેવાં હેવા કામો કરવા માગેય કે તેવાં આગલા વખતમા તેઓના પંધનીઓએ કોઇજવાર કીધા હશે તાહા કેટલીએક ઓરતો હવડા વઇધનુ કામ ઘારી પડે, કરેછે. શ્રી ફીલાડેલફીઆમા સીઓને વઇદુ શીખવવાની મદરેશાછે. તે મદરેશાની હાલત શારી આબાદીમાછે શીખનારીઓની શંખીઆમા દૈનપર દન વધારો થતો ચાલીઆમ ચાલતા વરશમા છેલ્લી ગણતરી કરવામા આવી તે વેલા તે મદરેશામા ૨૦૦) શીખનારીઓ હતી જેમ આપણા લોકોમો ડાકટર કુવરબાઇ ને ડાકટર માણેકબાઈ તથા ડાકટર ધનબાઈજી કરીને બોલીશું તારે પેહલા કેટલાએક લોકોને એ ચવાજ જેમ કટંગો લાગશે તેમજ એ ઓરતોના નામ તેઓના ડાકટરોના ખેતાબ શાથે લીધામાં આવેય તારે કેટલાએક ઇરોપીઆનોને હાલમા કટંગુ લાગેય. તેઓને ગમે તે લાગે પણ અમેરીકાની ઓરતનુ નામ ધરાવનારી ડાકટરો તે ધનધાનુ કામ ઘની અછી રીતે ચલાવેય. વાહડકાપ અને બીજા હુનરમા તેઓની માહીતકારી જેવી તેવી નથી તેઓ કબીલદારોના ઘરમા અને મુખીઅ કરી ઓરતોને દવા કરવામા ઘણી ઉપીઓગીછે. ઘણીએક વખત ઓરતના જે દરદો વીશે દરદીવી મરદ ડાકટરોની આગલ છુટથી બોલાશે યતો નથી તે એ ઓરત ડાકટરોની આગલ થઇ શકેય. તે દરશ તેઓ જાતે ઓરત હોવાથી ઘણા ઉતાવલે પીછાની લઇ વધારે શેતાબીથી ઇલાજ પણ કરેય. ટુકામા કહીએતો શુવાવડ તથા બીજી તહરેવાર અગતની વખતે ઓરતોને વાગને જેવી જોઇએ તેવી તહરાના વઇધ એ ઓરત ડાકટરોછે એઓ વઇદુ કરેય એટલુંજ નહી પણ વઇદુ શીખવવામાભી કેટલી જણીઓ રોકાએલીછે. વઇદક શાશતરની જુદી જુદી બાબદો શીખવવાને શીખશાગુરૂઓનુ કામ ચલાવનારી કેટલીએક ઓરતોછે. હા! નાજનીઓને મીઠે મોહડે વઇદક શાશતરના કીમતી ભાશાનો કરતા શાભલીને તથા તે ભાશાનોની બીનાના ખોલાશા થારૂ તેમના નાજુક હાથે અખતરા બતાવતા જોઇને કોણ ખુશી થાએ નહી! હેવુ શાબલવા તથા જોવામાં જે હરખછે તે ઉપરાંત ઓરતોની હેવી શકતીથી સ્રી કેલવનીને કેટલો ટેકો થાએ વારૂ? જેઓએ સ્રી કેલવનીના કામ શબંધી અનુભવ મેલવીઓછે તેઓ સ્રી શીખશકોની મોહટી કીમત શારી પઠે શમજેછે. વાશતે હમારી ઇશવર પાશે એજ અરજછે કે અમેરીકાની લાએકીવાલી ઓરતોનુ મીનુ હમારી દેશી બેહનોને જલદી થી થાએ.

---

## તવંગરોએ ગરીબને આશરો આપવો.

આપણી માઆલુ રાણી વીકટોરીઆનો શેઆનો ભરથાર પરીનશ આલબરટ શ્રી ઇંગલંડ દેશ મધે ઘણા મોહટા તથા દરજાત ને કાબુવાળા લોકોની એક અગતના ટાકનાશ

રથોડા માંશપર મલેલી જાહેર શભાની હજુર ભાશાન કરતી
વેલા શઉ કોઈના મનપર અશર થાએ તેમ જોરથી એમ બો
લીસ્રોતો કે,

' અગનાનપણુ દુર કરવાને તથા શુધરેલી દુનીઆ
નીં શઘવણ બરેલી હાલત છતા શ ધા આદમીએ એક બી
જાને ઉપીઓગના કેમ થાએ તે તેઓને શીખવવાની
શરવે પરોપકારી લોકોએ નેમ રાખવી ઘટેછે. પણ પર
વરદીગારની બખશેશથી જેઓ **દરજાો, દોલત** તથા
**કેલવણી પાંમેલાંછે** તેઓની મુખઅકરી **એવી નેમ રા
ખવાની ખાશ ફરજછે.**"

એ પરમાણે એ શમજુ તથા વીચારમંદ શાહજાદા બો
લીઓ હતા. એ બોલો કાઇ ખાલી બકબકારો નહી હતા.
એપે નામદાર પોતે તથા તેની કીરતીવાન બાનુ એ વીચારપ
ર શદા અમલ કરતાં આવીઆચ જે રાણી દુનીઆના શ
ઉથી મોહટા રાજની વડી છે, જે સ્રી પ થની શરદારછે, જે
દોલતે ભરપુરછે, જે શંનશારના શુખથી આબાદછે, તે બાત
રે પોતાનાં અગતનો ફાએદા અને પોતાના કુટબનો લાભ
વધારવાનુ કામ કરવાથીજ રાજી થતી નથી પોતાનો દરજ
જો પોતાના મનની મગરૂબીને તુરૂપત કરવામા વાપરતી ન
થી. કાંઈ બાતરે પોતાના શગાં વાહલાઓનુ ભરતીઉં કર
વામાજ ચલાવતી નથી દોલતને એખલી પોતાની મોજ
મજા મારૅજ વાપરતી નથી. ટુકામા કહીએતો એખલપેટી
આપણ તે ધીકારેછે પોતાથી ઉતરતે વાધેના થોડી દોલત
વાલા તથા મુરખ લોકોને ગનાની તથા શુખી કરવાને તે ચા
હેછે. પોતાની ર.રઆના શ ધા લોકોની શંનશારી તથા ની
તી શબંધી હાલત શુધારી તેઓની આબાદીમાં હુમેરો
કરવાને પોતાથી બની આવતી મેહનત તે શદા કરેછે. એ
વા મેહનત કરવાને તે પોતાની ફરજ શમજેછે. તેવી શમ
જન તેનો લાએકીવાનો ભરથારબી ધરાવેછે એ બ ધે જણા
પોતાના બચાઓને પોતાની નકલ કરવા શીખવેછે. ઇંગ
લંડનુ પાદશાહી કુટુંબ જેની વડી આપણી બખતાવર શર
દારછે તે કુટુબના નાધલા મોહટા આદમીઓ ગરીબ ખેડુત
ની ઝુંપડીને હલકા દરજ્જાવાલા કારીગરની દુકાનમા વારેવા
ર જાએછે. મોહટાં કારખાના ને કેલવની ખાતાઓમા ઘટ
તે વખતે હાજર થાએછે. પરજાને ઉપીઓગી શભાઓમા બી
રાજેછે. ગરીબોનાઇલાકાના કામમા પઇશા તથા જાતી મે
હનતની મદદ આપેછે. કેલવનીના તે શ ધી પરકારની શુધ
રાઇના વધારે ને ફેલાવો કરવામાટે એનો મોહાર રાણી તથા તે
નો લાએકીવાલો ભરથાર પોતાનુ દીલ જેવું ઉદાર રાખેછે તે
વોજ હાથબી છુટો રાખેછે. ટુકામાં કહીએતો પરીનશ આ
લબરટના બોલવા મુજબ લોકોનુ અગનાનપણુ દુર કરવું
ને શઉ કોઇને એક બીજાનુ ભલું કરનારા થવાને શીખ
વવું એ નામદાર ધણી ધણીઆંની પોતાની **ખાશ ફરજ**
શમજેછે. એ ફરજ તેઓ અદા કરેછે તેથી તેઓના મન
ને જે જાતી શંતોશ થાએછે તે ઉપરાત લોકોનો પેઆર તે
ઓ પર વધેછે. તેઓનુ નામ શઉ કોઇ દનંપર દન વધારે
માન શાથે લીએછે ને તેઓની ઉમરદરાજી ચાહેછે એ
પરમાણે એઓ પોતાની પદવીથી જે દરજો ધરાવેછે તે દર
જાને તેઓના કામથી જેબ મલેછે ને તે દરજ્જાનો તીબા
વ તેઓના શકત દશતથી નહી પણ લાએકી માટે શ ધા લો
કો તેઓપર ફીદા રેહેછે તેથી થાએછે.

હવે આપણી મામદાર રાણી તથા તેનો ભરથાર ગરી
બોનુ કલાણ કરવું પોતાની ખાશ ફરજ શમજેછે ને તે ફર
જ જાહેરમા કબુલ કરી તે બજાવેછે તો પછી દુનીઆમા બી,
જા કેવાં કોણ લોકોછે કે જેઓ એ ફરજથી બાતેલ હોએ !
કોઇ નહી. પરવરદીગારે જે કોઇને દોલત તથા દરજ્જો
તથા કેલવનીનો ફાએદા બખશીઓછે તેઓએ પોતાના કુટુ
બની શાથે પોતાના દેશીઓ તથા જાતીલાઓનો ફાએદા વ
ધારવો જોઇએચ. એ કામ માટે પઇશા તથા મેહનતથી ઘ
ટતી મદદ કરવાને જે કોઇ કશુર કરે અથવા પછાત રેહે તે
પોતાની ફરજ અદા કરવાને માટે જગત કરતાની નજરમા
તકશીવાર ઠડે. એવી કશુર તથા ગફલત કરનારૂં આદમી,
ખુદાની નજરમાં તકશીરવાર થાએ એટલુંજ નહી પણ આ
દમી જાતને મનશેખી તે અકારૂં થાએ. શું એક આદમી
કે શું શંધી દુનીઆના શરવે કોઇનો જાતી ખવાશ હેવોછે
કે જેનાથી ભલુ થાએચ તેની પર તેઓનો પેઆર રેહેચ.
બખીલ તથા શુશતી ને એખલપેટીઉ આદમી ગમે હેવું ત
વગર હોએ પણ લોકો તેની પર કશો પેઆર કરે નહી જે
નીપર લોકોનો પેઆર નહી તેને લોકો દીલથી માનબી આ
પે નહી. વાશતે જો કોઇબી એખલપેટીઉ આદમી ફકત
પોતાની દોલત પર મુશતાક રહી પોતાના મનશે હેવું શમ
જે કે હું દોલતમંદછેઉં, મારી હવેલી મોહટીછે, મારી પા
શે રાચ રચીલા ઘણાછે અને હું મારી દબદબાવથી ફરૂંછું તેટ
લા વાશતેજ લોકોએ મને માન આપવું જોઇએ તો તેમ કશી
બનતુ નથી. ઉલટુ હેવો વીચાર રાખનાર આદમી ધીકાર
આ પડેછે. વાશતે શરવે કોઇ શમજુ ખાઇઓ જેઓ ભો

તાતી ફરજ અદા નહી કરવા માટે ઇશવરનો ખોફ પોતાપ
ર ખેંચવા નહી માંગતીઓ હોએ તથા જેઓ આદમી જા
તના ધીકારથી દુર રહી તેમનો પેઆર તથા માન મેલવવા
ચાહતીઓ હોએ તેઓને લાજમછે કે પરોપકારી બુધી રાખ
વી. શઉ કોઇ મોહટા લોકોએ પોતાના પઇશા તથા અકલ
તથા મેહનતથી ગરીબોને ગનાની કરવા, તેઓને ધંનધો કર
વા શીખવવાં, શતીઅવાદીથી ચાલીને આદમી તથા ઇશવર
તરફ પોતાની ફરજ અદા કરવાને શમજાવવા જોઇએ જે
કોઇ મોહટા દરજજા તથા દોલત વાલી બાઇઓ પોતાંનો ક
રતા ઓછા ભાગ્યેગવાલાંઓ પરથી દુખ દુર કરવાને તથા તે
ઓનાં શુખ શંપતીમાં વધારો કરવાને દીલથી ઇછછા રાખશે
તેઓની મોહટાઇમાં આદમી જાતની દુવા તથા પાક પેદાના
કરનારની મેહરબાનીથી એટલો બધો વધારો થશે કે તેના મી
ઠાં ફલ હેવું પુન કરનારી બાઇઓ તથા તેઓના બચા ઘણું
શુધી ખાશે. વાશતે જે કોઇ ખરી મોહટાઇ તથા માન મે
લવવા ચાહતાં હોએ તેઓએ આ બીનાંની શુરૂઆતમાં લખે
લો નામદાર શાહજાદા આલબરટે આપેલો કીમતી વીચાર
શદા ધેઆનમાં રાખી તે પર અમલ કરવો

---

## ઈંગલંડ તથા ફરાંનશની દોશતી.



ઈંગલંડ તથા ફરાંનશ દેશો શ્રી ઇરોપખંડની પશચમ
દશાએ આવેલાછે એ દેશો વીશતારમા જાહજા મોહટાં ન
થી પણ તાહાના લોકોની કલા કઉશલ અને બાહાદુરીએ
કરી એ બન્ને આખી દુનીઆપર શરદારી ભોગવેછે એ
બધે દેશ એક બીજાની પડોશમા આવેલાછે માતરે એક
નાનથીજ દીઓ જુદા પડેઆય તાહાનાં લોકોએ એક બો
જાની પડોશમા આવેઆથી મીતરાઇ અને મમતા એક બીજા
શાથે રાખવી ઘટે તેને બદલે તાહાનાં રેહવાશીઓ શેકડો વ
રશો શુધી એક બીજા શાથે અંતરા, અદાવત રાખતા હતાં
એથી પેહલા એ દેશોને મોહટુ નુકશાન થઇઉં. બધે તરફ
વાલાઓના લાખો માણશો લડાઇમા મારીઆં ગીઆં. બ
ધે તરફ કરોડો રૂપીઆનો ખરચ થઓ. બધે બાજુ વાલા
ઓના વેહવાર વેપારને અતી મોહટો જોખમ પોહતો બધે
તરફના બલનો વેરથ બીગાડો થતો રહેઓ. એક બીજા
શાથે લડાઇ કરી નબલા પડવાથી ઘણી વેલા હલકા રાજવા
લાઓનીબી નહી ઘટે હેવી ખુશામત તેઓને કરવી પડી.
એ પરમાણે બધે બાજુવાલાઓએ શેંકડો વરશ શુધી એક
બીજાની અદાવત કરી એક બીજાપર ચહડાઇ કરવાની કોશે
શ કરતા પોત પોતાને નુકશાન કીધું. શારા ભાગ્યેગે એ
ખરાબીની શમજ બધે દેશ વાલાઓને થોડા વરશ થઆ
પડેછે. ફરાનશનો હાલનો શેહનશા તેનશમજન ઘણે દરજ
જે વધારે બતાવતો ગીઓય આપણી માઆલુ રાણી અ
ને ફરેનચ શેહનશા લુઇ નેપોલીઆનની શરકાર વ
ચે હવડાં હેવી નીશાબતછે કે તેવી આગલ એ બે દે
શની શરકાર વચે કધી હતી નહી. તેનુ એક મુ
ખીઅ કારણ એકે અંગરેજ તથા ફરેનચો પોતાના મન
શાથે હવડાં શારી પટે શમજેછે કે તેઓ એક બીજાની શા
થે લડાઇ કરેતો તેઓને કશોબી લાભ થોય નહી ને નુકશા
નીમાતરે ખમવી પડે પણ તેઓ એક બીજા શાથે શમ
જીને ચાલેલો ખચીત શંધી દુનીઆના રાજપર કાણુ ચલા

વી શરવેથી નોરદા થઇ રેહે એ શમજનતપર અમ
લ કરવાથી રૂશીઆન શરખા મારા બલવાન રાજની મગ
રૂબી શેહજમા તેઓ ટોડી શકીઆ, ઇરાનની શરકાર શાથે
ઇંગરેજને થએલી લડાઇનુ શેવટ થોડા વારમા આવીઊ, મી
નની લડાઇબી વધારે શેતાબીથી નરમ પડે હેવુ લાગેય ઇ
ંગ્લાપખડના રાજ વાલાઓ ઇંગરેજ તથા ફરેનચનુ મત લઇ
આગલ કામ કરવાની જરૂર જોએય શધી દુનીઆ તેઓ
ની એક મતથી મલતી શલાહ અથવા હુકુમપર ધેઆન આ
પવાની જરૂર જાણેય શઉ કોઇ તેઓનો ડર પોતાના મ
નમા રાખેય. તેઓ વચે હવે લડાઇ નહી હોવાથી તેઓનુ
લશકર પારકા દેશોમા તેઓના વેપારના જાલવણી અને શા
હેબીનો વધારો કરવામા રોકાઇ શકેય ફાજન પડતી પેદા
શ દેશના માહેલા શુધારા અને પરજાની આબાદાની કરવા
ના કામ શારૂ વપરાઇ શકેય એક બીજાની કારીગરીમા
અરશ પરશની મદદ મલેય ને દુનીઆની આબાદાની તથા
શુધરાઇનો તેઓની મારફતે ઘણો વધારો થાએય

એ પરમાણે એ બે રાજ એક બીજાના શતરૂ હોવાથી
પોતાની ખરાબી માતરે કરતા હતા. તે બધે દોશતીનીની
શબ્ત રાખવાથી પોતાનુ તથા શધી દુનીઆનુ ભલુ કરવા
ને શકતીવાન થઆછે હેવી દોશતી શુરૂ થવા પછી આ
પણી રાણી તથા ફરેનચ શેહનશાહની મુલાકાત થતી વેલા
જે ઇચા દેગારીનો ચાન પાડવામા આવીઓ હતો તે આ
બીનાને નથાઅે નેલીઓય જે હેત તથા દોશતીને શમે ત
થા શનજોગે એ ચાન પાડીઓ હતો તેવો શમો ને શનજો
ગ ઇશવર કરે ને શદા કાએમ રેહતો શાઉ કેમકે તેમા
દુનીઆનુ ભલુ છે.

---

## શાફ હવા તથા કશરતના ફાએદા.

આપણી તનદરોશતીના શંભાલ તથા જીંદગીની જા
લવની મારે જે મુખીઅ અગતની ચીજો, તેમા કશરત અ
ને શાફ હવાછે હર પલ હવા લેવી એ જીંદગીનો આધા
રછે દમ લેવાથી એટલે હવા લેવેથી આદમી અટકીઊ ને
તેનુ મોત આઇઉ બરોબરછે. હવા લેવાથી આદમી અટ
કે એટલે તે ગુગરાઇને તુરત મરણ પામે તેમજ ખરાબ હ
વા લેવાથી ગુગરાવાના જેવી અશર આશતે આશતે થઇને
આદમીની જીંદગી ટુંકી થાએછે એ વીશે મુખતેશર બોલા
શો નીચે લખીઓછે

જે હવા આપણે હર પલ ફેફશામા લઇએય તે મુખી
અ કરી બે તતવની બનેછે તે તતવને રશાયન શાશતરી
ઓ આકશીજન તથા નાઇટરોજન કરી કેહેછે હવામા
આશરે વીશ ટોકડા જેટલુ આકશીજન તથા આશરે એંશી
ટોકડા જેટલુ નાઇટરોજન હોએછે એઓની શાથે એ
બીજુ પદારથ નામે કારબાનીક આશીડ થડુજ થોડુ હોએ
છે જેને આપણ શાફ હવા કહીએય તે એ પરમાણે હો
એછે આપણી તનદરોશતીના બચાવને મારે એ પરમા
ણેની હવા જોઇએય પણ કેટલાક કારણોને લીધે તેની શા
થે બીજા પદારથો અથવા ખરાબ હવા ભેલાઇ જાએય પ
છી આપણ તે બીગડેલી હવા શવાશની વાટે આપણા ફેફ
શામા લઇજીએતો તેથી આપણા શરીર પર ઘણી માડી અ
શર થાએછે માડા ભાએગે શઘળા શેહરો તથા કશબાઓ
ની હવામા હેવી ખરાબ અશર કરનારા પદારથ થોડા ઘણા
ભેલાએલા રેહેછે. ગટરનુ અને બીજુ ખરાબ પાણી, શાક
શનો કચરો, તરકારી તથા ફલ ઇતીઆદીની કોહતી છાલ
તથા મુલીઆ જે ઉકરડે પડે તે, શધી ભીંગી જમીન,
આદમી તથા જાનવરને લગતી મુરદાલ વશતુ, ફેફ
શામાથી પાછી નીકલતી વરાર, બલતુ અને બીજા તહરે
વાર કારણોથી ઘણીજાતની ખરાબ હવા અથવા દુરગંધ પદારથો
નો ઉતપતી થાએછે એ પદારથ જેહર શેરખા ખરાબ ગુ
ણ ધરાવેછે તે જેમ શાફ હવા શાથે થોડા અથવા ઘણા
મલીને આદમીના માદામા પેશશ થાએય તેમ થોડી અથ
વા ઘણી ખરાબ અશર આશતે આશતે આદમીપર કરેય
તહરેવાર તાવ, રશવીકાર, હાફન, મોરમી અને શરીરને નુ
ખમ પોહચાડનારા નરજો હવામા ભેલાએલા એવા જેહરી
પદારથથી ઉતપત પામેછે એ જેહર આદમીને મોડે વેહ
લે દુખી કરી અંતે જીંદગીનો ભોગ લેછે હેવા જેહરની
જેમ બને તેમ થોડી અશર લોકોપર થવા શારૂ શુધરેલા મુ
લકોમા ગટરો બંધ કરવામા આવેય મોરીઓ તથા શદાઓ
ધોઇને હર વખત શાફ કરેય રશતાઓ મોકલાને વારેલા શ
ખેય ઘેરોમા બારનાં બારી એટલા બધાને હેવી રીતે શધી
બાજુએ મોય કે આદમીના મોહડાની તથા બીજી વરાળે
થી ખરાબ થએલી હવા જલદીથી પવનપર નીકલી જઇ બી
જી શાફ હવા ઘરમા આવેય એકજ ઓરડામા જેમ બને,
તેમ થોડા આદમી શુવેય મુરદાનો વારા શેહરમા નહી રે

સાથે હવા બે દાખત ફેરેય અને એજ પરમાણેની બીજી ચોકશી રાખેય. એવી ચોકશી જેટલી વધારે તેટલી આદમીને ઉપર જણાવેલી ખરાબ હવાથી ઓછી પીડા થાએછે એ પરમાણેની ચોકશી રાખવા છતાંબી ઘણી નહી ને થોડીબી પીડા મોહલા ને ગલીમાં રેહનારા લોકોને હલવે હલવે થય્આ વીનાં રેહતી નથી. આપણા દેશના શેહરો તથા કશબાઓમાં થોડુ થાઇઉં એ મીશાલની ખબરદારી કરવા માંડીછે. તોબી એ શેહરો તથા કશબા હજુર હેવી ખરાબ હાલતમાછે કે હજારો બલકે લાખો લોકો ખરાબ હવાના ભોગ આશતે આશતે થાએછે. ઉપર જણાવેલાં તહરેવાર કારણોથી એ હવા શંધે ઠેકાણે ઉતપંત થઇ ને આદમીની તનદરોશતી તથા જાનની ખરાબી જે કરેછે તે ખરાબી શુધરાઇના ઇલાજો કરવાથી આશતે આશતે કમતાર થશે ખરી. પણ શેહર અને કશબામાં રેહનાર દરએક આદમીને એ ખરાબ જેહરી હવાની અશરથી જેમ બને તેમ દુર રેહવાનો ઇલાજ એજછે કે ખોલી જગો જેવી કે મોહરુ મેદાન તથા બાગ તથા શમુદરનો કાંઠો ઇતીઆદી તરફ ફુરશતને વખત જઇ તાંહાની હવા લેવી. એ જગાની હવા મોહલા તથા ગલીની હવા કરતાં ઘણી શાફ રેહેછે. તે હવા લીધાથી લોહી શાફ થઇને તનદરોશતીમાં વધારો થાએ છે જેઓની મવશર હોએ તેઓને હેવી જગોએ રેહવાથી ઘણો ફાએદોછે જેઓની મવશર નહી હોએ તેઓને હેવી જગા પર દર રોજ જઇ થોડોવાર બેશવા તથા ફરવાથી મોહટો વાલ થયા વીના રેહશે નહી.

શાફ હવા શાથે તનદરોશતીને માટે બીજી એક અગતની ચીજ કશરતછે. આપણાં શરીર તથા મનનો બાંધો હેવી તહરનોછે કે તે બાંધો કશરત વીના મજબુત થઇ શકે નહી તથા ઘણી મુદત કાએમ રહે નહી. તન મનની કશરત આપણે કરીએ નહીતો માદગી તથા મોતને આપણે પોતાની મેલેજ નજદીક તેડવા શરખું થાએ આપણે ગમે હેવું શુતરું ને ઉનચું ભોજન જમીએ, ગમે હેવું શાફ પાંણી અને બીજી વશતુ પીજીએ, ગમે હેવી શાફ હવામાં રહીજીએ તોબી કશરત વીના શારૂ ખાનુ પીનુ તથા શારી હવા આપણને મન માનતો ફાએદો કરી શકતાં નથી. એવું ખાનુ પીનુ અને હવા શરીરપર તથા મનપર ફાએદા ભરેલી અશર કશરતની ચહેજ કરી શકે ખાનુ પીનુ માતરે એક કામનો શામનછે. તે શામન તે કામ લાએક કરવાને કશરતનાં હથીઆરની જરૂરછે. તે હથીઆર જાંહાં નહી હોએ તાંહા તે શામનને મન માનતી રીતે ગોઠવી શકાએ નહી. આપણે જે ખોરાક ખાઇએચ તથા પાંણી પીજીએચ તે જરપત થવા તથા તેનો કશ લોઇ તથા બીજા રશોના આકારેમાં બની શરીરના જુદા જુદા ભાગોમાં ફરી વલવો જોઇએ તથા જે ભાગમા જેટલુ લોઇ અથવા રશ જોઇએ તેટલો પોહચતો પડવો જોઇએ. વલી કેટલાએક બીજા રશ અથવા પદારથ શરીરના જુદા જુદા ભાગમાં નકામા થાએછે તે પાછા બાહેર નીકલવા જોઇએ તે નહી નીકલેતો ઘણી પરકારે શરીરને નુકશાન કરી માદગી અને દરદ ઉતપન કરે. હેવાં બે કામ શરીરમા થવાથી આપણી તંનદરોશતી જલવાએછે. તે કામ કશરતથી થાએ. આપણું શઘલુ શરીર જે ગોએ આ જીહીની જીહીની નલીઓ તથા કુકાનુ બનેલુછે—તે નલીતથા કુકા કશરતથી તેજી થાએછે. ખોરાક જરવવાને જાંણે તે હુશીઆર થાએછે. તે કુકા તથા નલીઓ નીચવાઇને તેમાનો રશ આશપાશ દોરેછે. નકામો કચરો બાહર નીકલેછે. જોર આપનાર રશ જાહા જેટલો જોઇએ તેટલો પેવશ થાએ છે. એ પરમાણે કશરતથી બદન શંગીન મજબુત થાએ છે. તે મજબુતી મગજનાં ઉપર શારી અશર કરેછે. મગજના બાંધામાં જો કાઇ ખોર ખાપણ હોએ નહીતો પછી શરીરની તનદરોશતી મનની તનદરોશતીમાં વધારો કરેછે. જે શરીરે કાએલી તથા મુરદાલ હોએતે આદમીનુ મન જાહાજુ કામ કરી શકતુ નથી. માદો તથા શદાના દુબલાં આદમીઓની હાલત જોવાથી એ વીશેનો ખોલાશો ઘણો શારી પઠે થશે. હેવાં આદમી કશો ઓતમ વીચાર આંપી શકનાં નથી અથવા કોઇબી ઉપીઓગી કલા કૌશલ, તેઓથી બનતી નથી એ પરમાણે મનની તનદરોશતીપર ઘણે દરેજે આધાર રાખેછે. ને એ બનેનો આધાર કશરત પરછે ઉપર કહીઉં તેમ કશરત વીના ખાનુ પીનુ તથા શાફ હવા આપણને મન માનતો ફાએદો કરી શકે નહી - જેમ એક શુથાર ગમે હેવાં ઉનમાં લાકડા, પાટીઆ લઇને એક શામન બનાવવા બેશે પણ તે બનાવવા શારૂ જે અગતનાં હથીઆર તે તેની પાશે હોએ નહીતો તે શામન બનાવવાને કદી[illegible]ણે લાકડાં પાટીઆં માતરે બીગાડે ને જો બનાવેતો હેવો બેડોલને કદમો થાએકે તે ધારેલા ઉપીઓગમાં આવી શકે નહી. તેમજ કશરત વગર શારૂ ખાનુ પીનુ આદમીને તનદરોશત તથા મજબુત કરવાને બદલે ખોર લવાએલુ અથવાતો પોપમા શરખુ ચરબદાર કરે. તેવું આદમી કુમશુ પાઇને ખોરાક માતરે બીગાડે. તેમજ ચરબદાર થઇ માલ,

આદમી કરતા બદતર હાલે પોહચે. ફુમલું આદમી ખોડુ
તેમજ ચરબદાર ખોટું જેમ ચરબીનો વધારો તેમ આદ
મીના શરીરની શોભા તથા ચપલપણું અને ઉદીઓગનો ઘ
ટારો થાએછે. દમ, શાહેશ બરોબર ચાલતો, નથી દવા દારૂ
જલદી લાગુ પડતો નથી. જરા માએલી થાએતો તેને ઘણી
તાશ વીશ થાએ ને ઘણુ દુખીઉ શરખુ દીશે, ઉપલાં માણશ
ને ઘણી મેહનત આપે તે કદાચ જલદી મરણ પામે.

એ પરમાણે કશરત શરીરને અગતનીછે. તે કેટ
લી અગતનીછે તે વીશે શેહલથી શમજ પડવા શારૂં વાચ
નારી બાઈઓને મેહનતુ લોકોના બદન તરફ જોવાની હમો બ
લામન કરીએચ. શુ મેહનતુ ઓરત કે શુ મરદ જેવા જોરાવર
હોએચ તેવા વગર મેહેનતવાના હોતા નથી. કશરત એ
મેહનતનું બીજું નામછે ગરીબ લોકોને મેહનતછે તે તેઓ
ની અવશથામા પરવરદીગારની એક બખશીશછે. તે બ
ખશીશ હેવી છે કે તેથી તેઓ ઘણા દરદ તથા શરીરની ન
બલાઈની પીડાથી નોકલા રેહેછે તથા જો તેઓને પુરતો ખો
રાક મલેચ તો લાંબી ઉમર શુધી જીવેછે.

એ પરમાણે શાફ હવા તથા કશરત આપણી તનદરો
શતીને માટે ઘણી ઘણી અગતનીછે. આપણા લોકોની
મોહટે વાઘેની તથા વચલે વાઘેની બાનુએ એ અગતથી તદ
ન બે ખબરીનો હોશે નહી. પણ એ અગત મુજબ ચાલ
નારી થોડીજ બાઈઓ જાણવામા અથવા જોવામા આવીચ.
તેઓ જો પોતાનો ફાએદો શમજી પોત પોતાના ઘેરોમા પો
તાને લાએકના હેવા ઉદમ કરેકે જેથી તેવણના શરીરને પુર
તી કશરત મલેતો તેમા હીનુ લાગવા જેવુ કશુ નથી પ
ણ ઓર ફાએદોછે. વલી કશરત નહી હોવાથી તથા મોહ
લાઓની ગંદગી અને ખરાબ હવાથી થતી અશરને દુર રા
ખવાને તેઓ શહવાર અથવા શાજને છેડે પોતાની રથોમા
બેશીને અથવા પગે ચાલીને મેદાનમા અથવા શમુદરને કા
[illegible] બાગ બગીચે ફરવાને જાએતો લોઈ શાફ થાએ.
[illegible] ભરેપુર થઆ વીના
[illegible] શમુદરને કાંઠે ફર
લવની મોટી [illegible] આનનો રંગ
ને શાફ હવાછે. હર [illegible] તા અ
રછે. દમ લેવાથી એટલે હદ [illegible] હર રૂપ [illegible]
તેનુ મોત આઈઉ બરોબરછે [illegible] તેની ખુબીની શમજ પ
કે એટલે તે ગુંગરાઈને તુરત મરણ પા[illegible]વ તથા નીરમલ હ
વા લેવાથી ગુંગરાવાના જેવી અશર આ[illegible]કો શાજાં થાએ

તથા તનદરોશત આદમીઓને કવત આવી, જીંદગી લાંબી
થઆ વીના રેહે નહી. વાશતે હમો વાચનારી બાઈઓને બલા
મન કરીએચ કે શઉ કોઈએ ફુરશતને વખત ને સુખીઅ ફ
રી શાજ શવારને વખત આપણા મેદાન તથા શમુદરને કા
ઠે તથા બાગ બગીચે અને જુદા જુદા ડુંગરોની શપાટી અ
ને તેવી બીજી જગોએ પશાર કરવા તથા હવા ખાવા જવા
ની ટેવ રાખવી. તે ટેવ એટલે ફુરશતને વખત એવે ઠેકા
ણે ફરી ફરી જાણવરનો તથા બીજો મધુર શંરોદ શાબલી ખુ
શનુમા હવા ખાઈ ભાત ભાતના રલીઆમના દેખાવથી છ
વને આનંદ આપનાર બાઈઓને તન મનનું મોટું શુખ
થશે. એ પરમાણે કરવાની તથા ઘેરબાર તથા પોતાનુ શરી
ર શાફને શુઘડ રાખવાની તથા શાફ શોજાં કપડા પેહેરવા
ની ટેવ રાખનારી બાઈઓને દશતાનથી વારિવાર અથવા લા
બો વખત હેરાક થવુ પડશે નહી, માથાંનુ દરદ દુર રેહેશે, શુ
રા અને બીજા ભાગની નબલાઈ દુર થશે. મોહડાનુ તેજ વ
ધશે. હોશાનમા શારો ફેરફાર થશે ને ખુશી શાથે લાબાં મુદ
ત શુધી જીવવાને બની આવશે. હમારી હેવી દુવાછે
કે શંધી શેઆની બાઈઓ એ બીનાપર જલદીથી ધે
આન આપે હેવી ઈશવર તેઓને તોફીઅત આપે.

---

## મગરમછ.



વીદીઆરથીઓના જાણવા પરમાણે મગરમછ શમુદર
ના જનાવરોથી મોહટું જાણવરછે. એની જુદી જુદી જાતછે. તે
ઓની લંબાઈ શાહઠથી તે એંશી ફુટ શુધીની હોએચ શરીર
નો ઘેરાવો તીશથીતે ચાલીશ ફુટ શુધી હોએચ. તેનુ ડોકું તે
ના શરીરના એક તરતીઆંઉશ ભાગ જેટલુ હોએચ. તે
ના માથાનો તથા બીજા ઉપલા ભાગનો આકાર હેવોછે કે
તેથી તેની ડોકી બરોબર દીશતી નથી ને તેનુ શઘલુ શરીર
બેડોલ લાગેચ એ જાનવરને પીઠ અથવા પાછલી બાજુ
એ પાખ હોતી નથી. બે બાજુએ જે પાખછે તે બે હાથ
ની માફક કામ આવેચ. તે નજદીક પાચ ફુટ પોહલી ને
નવ ફુટ લાબી હોએચ પુછડીનો આકાર અધુરા મદરના
મેટરાપ શરખો કાઈક દીશેચ તેની વચમા ખાંચોછે. એ પુ

છડી મગરમછને પોતાના શતરૂઓની શાથે લડવા તથા પોતાનો બંનચાવ કરવાનુ મુખીઅ હથીઆરછે. તેની લંબાઈ આશરે પચીશ ફુટ હોએય. એ પુછડીનું બલ એટલું મધું છે કે તેના એક જપાટાથી મોહટામાં મોહટા મછવા ટુકડે ટુકડા થઈ હવામાં ઉડી જાએછે. મગરના ઘણા ખરા શરીરનો રંગ કારી બખમેલ શરખો હોએય પણ માથા તથા પેટ અને પુછડાં આગલનો નીચલો ભાગ શફેદ અથવા કાબરચીતરો હોએય તેની આખો બલદની આખો જેટલી મોહટી હોએય ડોલા શફેદ રંગના ને આખોની આશપાશ આખના પર તથા પાપન હોએય બે નશકોરા હોએય પણ શાંભલવાની ઈંદરી કશી જોવામા આવી નથી. એ જાણવર શાહીપેઠે શાંભલી શકેય કે નહી તે વીશે કશુ ચોકશ કહી શકાઈઉ નથી પણ તેના શરીરની શપાટી એટલી નાજુકછે કે પાણીમા કાંઈભી હીલચાલ થાએતો તે તેને લાગેય, જેથી ઘણે દુરથી તે પીછાંની શકેય કે કાઈ ગરબર થાએય ધારવા મેલે એ લાગવાની શકતી શાંભવાની ઈંદરીનુ કામ ઘણે દરજજે કરેય. તેનુ મોહડુ ઓર તહેરાની બનાવટનુછે જારે તે પુરૂ ઉગાડેય તારે આશરે છ ફુટ લાબુ થાએય પણ તેની ઘાટી એટલી શાંકરીછે કે બલદ જેટલો ચુક ગલે તેટલું તેનીથી ગલી શકાતું નથી. મોહટામા મોહટા મગરની ઘાટી માતરે દોહડ ઈંનચની કેહવામાં આવીય એ કારણને લીધે તે મોહટાં માછલાપર નહી પણ નાખલાપર પોતાનું ગુજરાણ કરેય એ માછલાં પકડવાને તેના મોહડામાં દાંત નહી પણ જેને આપણે મગરનુ હાડકુ કહીએય તે કમાનથી હાડકા અને પતલી નેશ શરખા ચામડાથી એક જાલીદાર કોથળી જાણે બનાવેલીછે. તે મોહડુ જાહરે ઉગાડી પાણીમા હોડેય તારે પોતાના ગુજરાણ લાએકના જીના માછલાં જથાબંધ પકડેય. શાથે આવતા પાંણીને પાછુ હેવી રીને કાહડી શકેય કે ખોરાક માટે પકડાએલી એક કરચલી પાછી નાહશી અથવા નીકલી જાએ નહી

મગરની માદાને પેટ અથવા છાતી આગલ બે થાન હોએય. તે આશરે દશ મહીના ઘરબાલી રહીને જણેય પોતાના બચાને બીજાં દુધીઆર જાણવરોની માફક ધવારેય. તેનુ દુધ ગરમ તથા ચીકાશદાર ને ખારૂ હોએય ધવારતી વેલા તે બાજુએ ફરીને રેહએ કે બચાને શેહલથી ધાવવાને બની આવે. તે બચાં જનમતી વેલા દશથી પંદર ફુટ શુંધીનાં હોએય. તે આશતે આશતે મોહટાં થાએય, તે દવા તેની માએ તેની પર એટલી બધી બરદાશ હેય કે તેથી જ્યારે કોઈ બીજુ જાણવર લેતુ હોયે નહી. હરેક બીજા જાણવરની માફક પોતાનાં બચાને વાશતે મગરની માદા પોતાના જાનપર આવી શતરૂ શાથે લડેય.

મગરના શરીરમા ઘણું તેલ રેહય. એ તેલ માહેલા ચામરામાંના કુડામા ભરેલું હોએય. મોહટી જાતના દરએક મગરના શરીરમાથી આશરે તીશ ટંન તેલ નીકલેય. એ તેલને વાશતે જુદા જુદા દેશનાં લોકો મગરનો શેકાર કરેય. તે કામ શારૂ વાહનો તથા મછવાઓ કામે લાગેય. મગર પકડવાની જગોએ વાહાન કેટલુએક દુર ઉભુ રેહેય. તાહાથી મછવાઓમા માણશો બેશી મગરનો ફુબાલો પકડેય. છ છ મછવા એક એક મગર પછવાડે બાજી વખતે લાગેય. તેઓ જેવા નજદીક આવેયકે દોરડા શાથે બાંધેલા ભાલા તેની પર ફેકેય તેનો જખમ મગરને જેવો થાએય તેવુંજ તે ચીચારી મારી પાંણીમાં નીચે નાહશેય. પણ પેલો દોરી શાથનો ભાલો તેને વલગેલોજ હોએય: થોહોવાર રહીને તે પાછુ દમ લેવા ઉપર આવેય, એટલે ફરીને બીજો ભાલો તેહેના શરીરમા એજ મીશાલે ભોકવામાં આવેય. એવા જખમથી મગર ઘણુ ગુશામાં આવી તથા દુખી થઈ તોફાન કરેય. તે વેલાનો દેખાવ ઘણો ડરામનો થઈ પડેય. ગંધો દરીઓ તેના લોહીથી લાલ ફીનનો લાગેય એ વખતે તે પોતાની પુછડી આશપાશ ઘણાં જોરથી મારેય. કોઈ વખતે પુછડીના જપાટાથી તેના શતરૂના મછવાના ટુકડે ટુકડા થઈ હવામાં ઉડેય પણ ઘણું ખરૂં તે જેર થાએય. જખમી થાઈ પોતાનો બનચાવ કરવાને અતી ઘણા ફાંફા મારવા પછી અંતે તેનો જોશ જાએય આદમી તેની પર પુરતી રીતે ફાવેય. તે ચતુ પાટ થઈ મરણ પામેય ને તેને પકડનારાઓ ઘશડીને વાહાનપર અથવા કીનારે લાવેય

મગરો શંધે ઠેકાણે મલેય. પણ અમેરીકામાં ગરીનલંડ શમુદરના શઉથી મોહટા હોએય. તાંહા તથા બીજે ઠેકાણે કોઈ વેલા તેઓનાં ટોલાંને ટોલા ફરેય. તેઓ જાણે રમતાં હોએ તેમ પાણીમાંથી કુદી ઉંનચે ઉછલી પાછા પડેય તારે એક જોવા લાએક દેખાવ થઈ પડેય તે દેખાવ જો શલામતી ભરેલે છેટે રહીને જોએઓ હોએતો કે હવો લાગતો હશે વારૂ! ખરેખર હેવા મોહટા જાણવરને હવામા ઉછલતાં જોવું એ કાંઈ જેવું તેવું નથી.

એ જાણવરોનો તેલ માટે દર વરશે એટલો બધો શેકાર થાએયકે કેટલાએક ધણીઓના કેહવા મુજબ તેમની શંખીઆ તથા કદનો આશતે આશતે ઘટારો થતો જાએય

ને તેબ્રી બંધે આંખોપર શરખી પડે તથા હરેક વગતુ તે બ
ધે આંખે શરખી જોઇ શકે હેવું કરવું જોઇએ. બચાંનાં
માથાનાં બાલ આંખપર પડેલા રાખવા ઘટે નહી ને તે શ
દા શંધી વરાતુઓ શીધી નજરે જોઇ શકે હેવુ કરવું. બ
ચા ખુદરેતથી કોઈ કદાચેજ બારાં હોએછે. બાકી માતાની
અને દાઇની ગફલત તથા બે પરવાઇથી એ ખાપણુ ઘણી બ
રી વેલા બચાંમા નજર આવેચ

શીતલાનુ. દાહ્ગ, આખમા નોતીઆ તથા કુ
લા અને બીજી બદશુરતીબી માતાઓની ગફલતથી થા
એછે. તે ગફલત એ કે બચાઓને નાધપણુમા ગઉ શી
તલા મેલાવવામાં આવતા નથી. એ ગફલતથી ઘણા
એક બચા જે મોહટા થતે ઘણા ખુબશુરત થવા લાગે
ક તે અતી ઘણા બદશુરત થાએછે અને ઘણાનોતો ક વ
ખતે જાણુ પણુ જતો રેહેછે. બચાઓને હેવાં દુખથી
છુટા રાખવાને શઘલી માતાઓને ફરજછે. એ ફરજ અ
દા કરવામા તેઓને કશી મેહનતતો છેજ નહી, બલકે મા
તાઓ જે બીજી અતી ઘણી મેહનત બચા પછવાડે કરેચ તે
શાથે એટલી ચોકશી રાખેતો માએ તથા બચાને ઘણો ફા
એદો થશે. તે માતરે એટલુંજ કે બચું આશરે બે તરણ
મહીનાનુ થાએ એટલે કોઇ કશાએલ શીતલા કાહડનારની
પોશે બચાને ગઉ શીતલા મેલાવવા ને તે વીશે પાચ દશ દા
હડા વઇધનો ફરમાવવા મુજબ બચાંની ઘટતી ખબરદારી
રાખવી

એ પરમાણે માતાઓએ નાધપણુમાં થોડી ખબરદારી
રાખવાથી મોહટપણુમા બચાને મોહટુ શુખ થાએછે. વા
શતે ઉમેદછે કે શઘી શેઆની માતાઓ એવી ખબરદારી
રાખવાની કોશેશ કરશે એ કોશેશ કીધાથી માતાઓ પો
તાનાં બચા તથા ખુદા તરફ પોતાંની ફરજ અદા કરવાનુ પુ
ન મેલવશે

---

## ચીના લોકોની ઈમારતો.

---

ચીના લોકોના તહરેવાર હુનર તથા તેઓની તહરેવા
ર રીતભાત કેટલી પુરાણીછે તે વીશે આપણને કશી ખબર ન
થી. તેમજ તેઓની ઇનારત બાધવાની રીતના પુરાતમ પ
ણા વીશે આપણને કશું માલુંમ પરીક નથી. આટલીજ બી
નાં ચોકશછે કે પુરાતમ તારતાર લોકોનાં તબુમાં વાની રી
ત મુજબ હાલના ચીનાઓના ઘરની કપછે. એ તબુની
ધપને ચીનાઓના ઘરની કપ એટલી મલતી આવેચકે મુશાફ
રોના કેહેવા મુજબ ચીનાઓના ઘરવાલા મોહલા તબુની
છાવની શરખા દીશેછે. ચીનાઓના ઘરોના છાપરાની કોર
ઉપલી તરફથી વાલેલી હોએચ. તેમના પોરટીકા પરદા માં
વેલી દુકાન શરખા દીશેચ. એટલાબી કોઇ કોઇ ઠેકાણે
એજ મુાફકના હોએચ. તેમના દેવળો તથા મેહલોના છાપરા
બી ઘેરોના છાપરાની માફક જાણે કનતાનના બનાવી વાલી
લીધેલા હોએ તેવા દીશેચ. પણુ એ છાપરાં ખરેખર તો
લાકડાના બનાવેલા હોએચ એ ઇમારતનો એક નમુનો
આએ અતરે આપીએચ



એ ઇમારતો લાકડા અથવા ઈટરડીથી બાંધવામા આ
વેચ. કતર કદાચજ વાપરવામા આવેચ. ચીનાઓના ઘ
ર ઘણાખરા લાકડાના બાંધેલા હોએચ તેથી તથા આશપાશ
તહરેવાર વારનીશ તથા રંગ લગાડેલો હોએચ તેથી તે ઘણા
જણાને પશંદ પડતા હોએચ. બીજી ઘણી બાબદોની માફ
ક ચીનાઓમા ઘર બાધવા શબંધી પણુ કાએદાછે જુદે જુ
દે વાપેના લોકોથી હેડવેલી રીતનાજ ઘેર બધાએછે જેમ
કે પાદશાહના તથા તેના નજીકના બેશના મેહલ, ઉમરાવો
નાં મંદીરો, ને વેપારીઓ તથા શરાફના ઘરો જુદી તહરે
તથા લંબાઈ પોહલાઇના હોએચ. તેમજ વલી ઉતરતા દરજ
જા વાલાઓના ઘર જુદા હોએમ એ ધારો અમલમા લાવવા
ને ચીના લોકો ઘણા તેહકીક રાખેચ તે ધારો તોડનાર શી
કશાએ પોહચેચ. એ પરમાણે ઘણાએક ઠેકાણે નોહલા
ના મોહલા એકશરખા વીશતાર, ડોલ, તથા મારના ઘેરોથી
બનેલા મુશાફરોને નજર આવેચ.

શેહરોની બાહેર ઉનચા મીનારા શરખી ઇમારતો અ
થવા મેહલો બાંધેલા હોએચ. તે ઇમારતો પાચ, છ, શાત,
આઠ અથવા નવ માલની હોએચ. એવી ઇમારતોમાંની
મોઉથી નામીચી શ્રી નાંનકીનના શેહરમાંછે. તેને નાંનકીનનો

કોરીનો મેહલ કરીને કહેછે. જેનો આએ ચીતાર આપેલોછે. એ ઇમારતને કોરીનો મેહલ કરીને કેહ



વાનુ કારણ એમકે તેના જુદા જુદા માલાના છાપરાં ઓપર શોભીતા રંગથી રંગેલી કોરીના શારા નલીઆ ગોઠવેલાછે એ ઇમારતની આઠ બાજુછે. તેના નવ માર છે. તેની ઉનચાઈ આશરે ૨૦૦) બશો ફુટછે. તે ઇતરડીનો મજબુત પાઆપર ઉઠાવેલીછે. તોએ તલીએની દેવાલ ઓછામા ઓછી બાર ફુટ જારડીછે. એ ઇમારત જેમ ઉંચી ગઇય તેમ શાંકરી કીધામા આવીચ. તેનો દેખાવ ઘણો શારો લાગેચ. તેની આશપાશ શંગેમરમરની પગતીઓછે. બાર શીરી ચહડવા પછી પેહલો માલ આવેચ. તે પછી ઘણા શાકરા દાદરાપર થઇને નવ માલ શુધી જઇ શકાએચ. દરએક માલપર બાહેરની બાજુએ ઉભુ રેહવાને ગાલેરી ઘરખુમકાન હોએચ. તેને માથે છાપરાની કોર વાલીછે. તે કોરેથી ઘાંટરડી લટકાવીચ જેમ જેમ ઉપર જઇએ તેમ એ ઘાંટડીનુ કદ નાથલુ હોએચ ને તે પવનથી હીલીને વાગેચ. દરએક માર મજબુત ભારવટીઆપર બાધેલો છે. તે ભારવટીઆપર જારડા પાટીઆ ગોઠવીઆંચ ઓરડાની શીશીગો ચીતારોથી શીનગારેલીછે. ઓરડામાં રેશની તારની જાલીની રાહે આવેચ. દેવાલોમાના ગોખલાઓમા મુરતીઓ ગોઠવેલીછે. એ ઇમારતના શીનગારને વાશતે જે ભાત ભાંતની ગોઠવણ કરીછે તેથી તે દુનીઆમાની નવાઇ શરખી ઇમારતોમાની એવી એક ઇમારત ગણાઇછે.

## ખરા હેતની અશર.

માલતા વેરચમા આપણી રાંણી વીકટોરીઆએ દરબાર. લર્ડ મીર્ટ વાગ્રેની બાનુઓની મુલાકાત લીધી હતી. તે બાનુઓમાં એક જુવાન બાઈ જે તુરત પરણેલી હતી તેની બી ભેટ લીધામાં આવી. એ બાઈના લગન થયથી એક બીનાં જાણવાં લાએક તથા રમુજ આપનારીછે એ બીનું લખનાર જણાવેચ કે એ બાઇનો બાપ બારોનેટનો ખેતાબ ધરાવેચ તથા તે ઉંનચી પડવીના ઓધાવાલોછે. એ બાઇ જે ખુબશુરત તથા ખુબ ગનાન વાલીછે તેની શાથે લગન કરવાની ઉમેદ રાખનારાઓમાં એક લાંબી ઉમરવાલો પુરશ હતો એ પુરશ ઘણો તવગર હતો પણ તે બાઇ કરતાં વરશે ઘણો વધારે હોવાથી તેને તે બાઇએ પશંદ કીધો નહી. તેની શઘલી અરજ વેરથ ગઈ. તેના પેઆર તથા પઇશાની વાતપર તે બાઇએ કશું ધેઆંન આપીઉં નહી. એ આદમી શાથે લગન કરવાને તેણે શાફ ના પાડીઉં. એ ઉમેદવારને એ પરમાંણે એ બાઇએ નાપશંદ કીધો તેમાં કશું નવાઇ શરખું નથી. નવાઇ માતરે આએ વાતમાછે કે એ પરમાંણે નાપશંદ થવા પછી નાં ઉમેદ થએલાઓની માફક એ આદમીએ પોતે કશી અદેખાઇ અથવા કપટ પોતાના મનમાં રાખીઓ નહી. પેલી જુવાન બાનુપર તે હમેશની માફક હેત કરતો રેહેઓ. એ ઘણીએ પેલીને ખાતરીથી જણાવીઉં કે તે જો બીજા કોઇબી પુરૂશને વધારે લાએક ધારી તેને પોતાનો ભરથાર કરશેતો કોઇ ચીતા નહી. શુખેથી તેમ કરવું પણ એ આદમી તે બાઇપર જે મેહરબાંની રાખતો હતો તેમાં કશો ઘટારો થવાનો નહી તે એટલા શુધી કે તેણે એ બાઇને જણાવીઉં કે એક વાર તમે હેવો ભરથાર પશંદ કરશો કે તેની પાશે મારા જેટલા પઇશા નહી હોએતો તમારાં શુખને માટે હું તમારે વાશતે દશ લાખ રૂપીઆ શુધીની રકમ જુદી કાહડશ કે તેની ઉપજમાથી તમે શુખમાં રેહેવો ને કોઇને આશરે પડવાને મરજ રેહે નહી. એ પરમાણેની વાત પેલા આદમીને અંતકરણથી કરતો જોઇ એ બાઇના મનપર હેવી અશર થઇ કે તેની શંબંધી પોતે કરેલા થેડાવપર ફરી વીચાર કીધો. પરીનામ એ હું થઇઉ કે તે ઠેડાવ તેણે ફરવીઓ ને તેના હેતથી પીગલી જઇ તેની બાએડી થવાનો ઠેડાવ કીધો. એ ઠેડાવ નવરોજે અમલમાં આવીઓ. એ ખરૂ હેત કરનાર તથા બાજબી વીચાર કરનાર ધણી ઘણીઆણીની નામદાર રાંણી શાથે ભેટ થઈ તારે તેઓના લગન શબંધી એ જાણવાજોગ બીનાની મોટે વાએના લોકોમાં વાત ચાલી. એ બંને મેળાં હવડાં એક બીજાના ખરા પેઆરમાં વખત કાહડેછે. એ ભરથારની પ્રેત વીશે લોકોતો તહરેવાર મોહટી મોહટી વાતો કરેછે.

ખરા બેટા વીશે કશુ ચોકશ કેહવાઇ શકાતું નથી. પણ આટલી વાતતો સરવે કોઇને જાણીતીછે કે એ ધણીની એ ખલી રેલવે ખાતાની પુંજીની રકમ પંદર લાખ રૂપીઆ શુ ધીનીછે જેમાની અરધી કરતા વધારે રકમની શે કડે ૭ ટકા પરમાંણે ઉપજ થાએછે. વાશતે એ પરમાણે બીજી દોલત ઘણી હશે.

---

## કાપડ વણવાનો હુનર.

કપડા વણવાનો હુનર ઘણો પુરાતમ જમાનાથી ઉતપંત થએલોછે. એ હુનર આદમી જાતના શનશારમા એટલેતો અગતનો તથા ઉપીઓગીછે કે તે વીશે કેટલીએક બીના આ ગરંથની વાચનારી બાઇઓને શારૂં નીચે લખવી દરૂર લાગીછે.

કપડા વણવાનો હુનર આ દેશમાં પુરાતમ જમાનાથી ચાલીઓ હતો. આપણા દેશના વણકરોની તારીફ આખી દુનીઆમાં ઘનુ શુધી ફેલાએલી હતી. આપણા દેશી કાપડના કુમાશની શફાઇ, બારીકી અને ભાત ભાતની તહરે તથા રંગની વખાન શઘળા દેશોમા એટલી ચાલી હતી કે હીનદુશથાંનનુ કાપડ શંઘળા દેશના હાકમો અને અમીરો શોખતા કરતા. એ પરમાંણે આપણાં દેશી કાપડનો ખપ તથા તારીફ હતી. પણ પાછલથી યુરોપીઆંનો એજ બીજા હુનરોમા તેમજ કાપડ વણવાના કામમાં આપણ લોકોથી શરશ થઇ પડીઆછે. તેઓની હીકમત તથા ઇતરોની આગલ આપણા દેશના હાથે વણનારા કારીગરો ટકી શકીઆ નથી. જોકે કાશમીરી શાલ, બનારશી કુપટા અને ઢાકાનમલીન હજુર શંઘે ઠેકાંણે તારીફ વાએક કાપડ ગણાએય તોબી શંઘી પરકારના કાપડ શુતરાંને શશતા વણવામા શાધારણ રીતે યુરોપીઆંનોની બરોબરી કોઇ કરી શકતુ નથી.

કાપડ વણવાની શાધારણ ગોઠવણ એજકે શુતર શન અથવા રેશમના વધારે ઓછા જાડા જીના ડોરા કરી એક બીજામા ગુંથી લેવા. કાપડની લંબાઇ માટે જે દોરો વપરાએય તેને તાનો અને પોહલાઇ માટે જે દોરો વપરાએય તેને વાણો કરી કેહય એ વાણો તાનો બનાવવા તથા તેને કપડાના આકારમા વણવાના શાંચાના અગતના ભાગ જુદા કરી મુખતેશર ખોલાશો નીચે લખીએછે.

પેહલા કાપડના તાનાના દોરાને વણી કાટલાંઓ પર વીટાએય જુદી જુદી જાતના દોરાના જુદા જુદા કાટલા હોએય તે વણવા તથા વીટાલવાનુ કામ ઓરતો કરેય, તે આએ પરમાંણેછે.



રેશમી કાપડ માટે પચાશ પચાશ કાટલાના ચોકઠા થાએય. તે ચોકઠામાં અરઘો અરઘ ઉપર નીચે હારમા ગોઠવેલા હોએય. તેમાના થોડાંકનો નમુનો આએ પરમાણેછે



એ ચોકટા પરના કાટલાનો ડોરો તે ચોકટાના ડાંડા પરથી થઇને તેના દાવા હાથપરની બે ઉપરે નીચેની કપીઓમા જએય તાહાંથી ફરીને વણવાની ચકીની ખુટીમાં આ નીચે દેખાડેઆ પરમાંણે ભેરવાએય.



એટલુ થતા સુધી એ કામ કરનાર ઓરત આ ચીતારમાં બતાવવા મુજબ પોતાનો હાથ વચમાં, લઇ તે દોરાને પ



કડેય ને તે ખુંટી પરથી ઉચકીને હલુવેથી આ ચીતારમાં જણાવવા મુજબ મેલેય. તે દોરા જુદા રેહે. એટલા શારૂ



ચકીપરથી ઉતારવા આગમચ વચમા એક ખુંટી આએય એ પછી એ દોરાને આમાછલેનાં ચીતારમાં બતાવવા પરમાંણેના રેહેટીઆપર વીંટાલેય. એ રેહટીઆની વચે ચંચમાના ખુ



દ્રા શાથે લાગુ કરેલો દોરો વીટાલીઆથી તથા ઉખેડવાથી તે રેહટીઓ આમન શામન ફરેચ એટલે કાટલાના દોરા તે રે હટીઆ પર વીટલાઈ જાણે ઉપલી તરફ એકઠા થાએચ. એ રેહટીઆમા જડેલો ઉપર નીચેની ખુંટીઓ હુવીછે કે દોરો જેઓ ઉપર ચહડેચ તેવોજ તાહાની ખુટીમાં ભેરવાઇ નીચે ઉ તરેચ ને તેમજ નીચેની ખુટીમા ભેરવાઇ ઉપર જાએચ. કા ટલાનો દોરો એ પરમાણે શંધા રેહટીઆ પર વીટલાઆ પ છી તેમને શંભાલથી ઉતારી મોહટા શાલના વેલણપર ત એ પરમાણે ગોઠવેચ, જેવો આએ ચીતાર. એના છેલ



લા વેલણેથી ભારી વજન તંગાએલું [illegible]મ કે દોરો તનાએ લો રેહપી કપડુ બરોબર વણાએ. ડાવી બાજુએ બે લાકડી ઓ. આગલ કાટલાંપરથી જતા દોરા કાહડતાં તે લે લાઇ નહી જવા શારૂ તેમને ઉતારતાં જે જગોએ ખુંટીઓ આપેલી હતી તે કાહડીને એ લાકડીઓ તેજ જગોએ મુ કવામાં આવેચ. શાલપર તાનો મેલીઆ પછી શાંચાએ પગનુ જોર દઈને વણવાનુ કામ ચલાવેચ. અરધા અરધ દોરા વારા ફરતી ઉચકેચ અને આએ ચીતારમા જણાએલો



શરખો કાટલો ફેંકીઓ જાએચ એ કાટલામા એક અનો દાર ચાતરીપર વાંનાનો દોરો વીટાલેલો હોએચ તે તાનાઓ ગુંથાતો જાએચ એ ગુથાવા પછી હાવો આકાર પકડેચ



વણાએલા કપડાનો આકાર હેવો શાફ નજરે દીશતો નથી, પણ જે કાચમાથી ઝીની વશતુ મોહટી દેખાએ તે કાચમા થી જોઇએ હોએતો એ પરમાને દીશેચ. એ પરમાણે શાદ કપડુ વણાએચ. વલી જેને ઇંગરેજી ટુઇલ કરીને કેહેચ તેમાં વાણો તાનો અવાર નવાર નહી પણ આએનીચે દેખાડેઆ



પરમાણે ઘણો આંતરે આવેચ. વલી વાણા તાનાનો દોરો જુ દા જુદા રંગનો લીએચ તેથી કાપડપર જાણે કાઈ બાંધ બેઠી હોએ તેમ તે વણાએચ. તેના વાણા તાનાનો આકાર આએ



પરમાણે હોએચ. નેટનુ કપડુ વણાએચ તેનો આકાર



એ ઉપર પરમાણેછે અને ભાતભાતની ગાનતુ કપડ આમ્યે નીચે



પરમાણે વણ્યેચ એ કપડાંના વાણા તાના જેવા ઉપર નીચે આવે તેવાજ તેમને બાંધી લેવા ગાઠ વલામ્યેચ તે ગાંઠ વાલવાની બારીક ગોઠવણ ઘણી અછી કારીગીરથી શાંચામાં લાગુ કીધેલી હોમ્યેચ. ગાલીચાઓનો તાનાનો બેવડો દોરો લીધામા આવેચ ને જે જુદા જુદા રંગની ભાત તે પર લાવવી, હોએ તે રંગનો દોરો તાનાના દોરાપર છેટે છેટે ગોઠવવામા આવેચ. નાધલી ભરત અથવા ભાતના ગાલીચાનો એ છેલલા દોરા વધારે નજદીક હોમ્યેચ તેથી તે વધારે મજબુત થામ્યેચ. ડુમાશ અને તેવુ બીજુ કપડ વણવું ડીકટછે. તેની ગોઠવણ કરતા અલબતા ઘણો વખત લાગેચ.

શુતરના કાપડના વાના તાણાને ઘઉંની કાંજી એક જાતની પીછીથી લગાડેચ. એ કાંજી અથવા ખલ જુદા જુદા કારખાનાઓમાં વધારે ઓછો વાપરવામા આવેચ. એ પરમાણે શુતર ભીંજવેચ. પણ રેશમી કાપડમાં હેવો ખલ ચાલે નહી તે માટે હલવાનના ચામડાનો પતલો પાણી જેવો રેગાન બનાવી તેના ગોટ ભરી વણકર હલવે હલવે તેની પીચકારી રેશમી કાપડના તાનાપર મારતો જામ્યેચ.

એ પરમાણે કાપડ વણવાના હુનર શબંધી મુખતશર જાણવા જોગ બીનાછે, પણ તે વણવાનાં શાંચા હેવા મોહટા તથા આદમીના હાથ પગનુ તહરેવાર કામ શાંચાનીજ મારફતે કરવાને હેવા શુમવણ ભરેલા કીવેલા હામ્યેમ કે તેની શમજત માતરે તે જોવાથીજ પડી શકેચ.

## ફલ તથા બીજની છાલ કાહાડીને તે ખાવા વીશે.

શઘા ફલ તથા બીજની છાલ હજમ થઇ શકતી નથી. ફલ તથા બીજનો ખાવાજોગ જે ભાગ તે ઘણો નાજુકછે ને ખોલલી હવામાં રેહ તો જલદી ખરાબ થામ્યે. વાશતે શેઆના જગત કરતામ્યે એ માહેલા ખાવાનો બચાવ કરવાને વાશે તે ફલ તથા બીજનો બાહેરનો ભાગ હેવો મજબુત કીધાચ કે તેપર હવા તથા ગરમીની નાશ કારક અશર એકામ્યેક થામ્યે નહી. જુદાં જુદાં ફલ તથા બીજની છાલ જુદુ જુદુ કવત ધરાવેચ. કેટલીએક તો હેવી શકતછે કે નબર્લા તેજાબથી પણ પીગલતી નથી. એવી શંધી છાલ શાથે જો ફલ અથવા બીજ ખાઇએતો તે પેટમાં જરે નહી કેટલીએકતો બરી મુશકેલાતથી જાહાડાને રશતે નીકલેચ ને બાકીની છીની છીની કરચો ભીજાં કાગજની માફક પેટમા મજબુટ વલગી બેશેમ. એથી કરીને બદ હજમીએત તથા તહરેવાર માદગી પેદા થામ્યેચ. કેટલાએક મેવો જેમકે કીશમીશ અવા કરનટ દરાખ ખુરી અથવા પઇવાનમા ભાંછીઆ અથવા માવીઆ વગર આખી ગલી ગીઆમા આવેતો, તે પેટમાં ઘણીખરી જરતી નથી. એજ પરમાંણે મોહટાં ફલ અથવા બીજ જેવી કે બદામ પશતાં ઇતીઆદી વીશે શમજવું. તેમની છાલ કાહડીને ખાધામાં ફાએદોછે તેમ છાલ શાથે ખાંધામાં નથી. વાશતે હરેક ફલ તથા બીજને જેમ બને તેમ છોલીને ખાવું કે તે જલદી જરી જામ્યે, ને બદ હજમીઅત અથવા કોઇ પરકારની માદગી થામ્યે નહી.

---

## મુઠીમાં શાંતેલી વશતુ પારખવાની રીત.

હરેક બે જુદી જુદી વશતુ કોઇ ધણી પોતાના હાથમાં લઇને આવેતો તે કેમ પારખવું? જેમકે કોઇ તમારી શાહેદી પોતાના એક હાથમાં રૂપીઓ અને બીજા હાથમા ડોડીઉ તમે નહી જાણો તેમ શંતારી પકડે ને તમુને પુછેકે ડોડીઉ કીઆ હાથછે ને રૂપીઓ કીઆ હાથમાછે તો તમે તે કેમ પારખયો વારૂં?

જુવોં તે પારખવાની આમ્યે રીતીછે. તમારી પાહેલીને કેહવો કે રૂપીઆને કાઇ બેકીની કીમત આપો ને ડોડી

ડીઆને એકીની કીમત આપો. પછી જમના હાથમાંની જે શંખીઆ થાએ તેને કોઇ બેકી શંખીઆએ ગુણે ને ડાવા હાથની શંખીઆને એકી શંખીઆએ ગુણે.' પછી બધે ગુણાકારોનો શરવાલો કરીને મને કેહવો.

એ પરમાણે તમારી શાહેલીએ કીધા પછી તમુને જે શરવાલો કેહે તેની શંખીઆ એકી થાએતો જાણવુકે રૂપીઓ જમના હાથમા ને રોહડીઉ દાબા હાથમાછે ને તે શરવાલાનીશંખીઆ બેકી થાએતો જાણવુકે રૂપીઓ દાબા હાથમાં ને રોડીઉં જમના હાથમાંછે. જેમકે એક દાખલો.

જમના હાથમાં રોડીઉં.

| | |
|---|---|
| રોડીઆને એકીની કીમત .. .. ........ | ૧૯ |
| જમના હાથની શંખીઆને બેકીએ ગુણો.... | ૧૨ |
| | ૨૨૮ |

દાવા હાથમા રૂપીઓ.

| | |
|---|---|
| રૂપીઆને બેકીની કીમત ...... .. . . | ૧૪ |
| દાવા હાથની શંખીઆને એકીએ ગુણો .... | ૩ |
| ગુણાકાર...... | ૪૨ |

| | |
|---|---|
| બે ગુણાકાર મેલવો ...... .... | ૨૨૮ |
| | ૪૨ |
| શરવાલો ...... | ૨૭૦ |

જોકે શરવાલો બેકીછે એટલે તેના ૨) થી કરીને ભાગ ખરોખર જાએય તેથી રોડીઉં દાવા હાથમાછે હેવુ પરખાએય.

---

# પરચુટન બીનાં.

**ઘર ધણીઆની**—શેઆની અને ઊદીઓગી ઘર ધણીઆંની પરકાશતા શુરજની માફકછે. શુરજેનુ અજવાલું બંધ થઈગીં એટલે શંધી દુનીઆ જેમ ડરામની લાગે તેમજ હેવી ઘર ધણીઆની ગુમ થઈ એટલે શંધું ઘર અકારૂ થઈ પડે.

---

**એક દાહપણ**—જે વાતની તમુને ખબર નહી તે વીશે ચુપકીદી બેશવું તથા જે તમે શારી પકેજાણતાં હોવ તે તકરારને વખત જાહેર કરેવું એ એક ખરૂં ડાહાપણછે.

---

**ચીનાવોની એક કેહવાત**—ખુશામતીઆ આદમીનો ભરૂશો કરતાં નહી કારણકે, જાહાં શુધી તમારી અવશથા આબાદ હશે તાંહા શુધી તેઓ તમુને શેર શેર દુધ પાશે પણ જારે તમારી દુર દશા થશે તારે તે ખુશામત ખોરા શુકી રોટલીનો ટુકડોબી તમુને પુછનાર નથી.

---

**ફરજ વીશે ગફલત**—આપણી ફરજ બજાવવામાં ગફલત કરવાથી બીજાંઓ કરતાં ગફલત કરનારને પોતાને ઘણી વેલા વધારે નુકશાંન થાએછે હેવી ગફલત કરનારના એતેકાદ તથા શચાઈ તથા હુશીઆરી વીશે લોકોને હેવો બુરો શક આશતે આશતે ઊતપંત થાએચ કે તેથી અંતે મોહટી હાની પોહચીઆ વીના રેહતી નથી.

---

**પોતાને પીછાંનવું**—એક ઘણો કાબેલ ઈઊનાની હકીમ ઘણો વીચાર કરવા પછી હેવું કહી ગીઓચ કે પોતાને પીછાનવા શીખવું એ દુનીઆને ઓલખવા શીખવાનો એક ઓતમ મારગછે.

---

**આલશ**—આલશ બધાં પાપનું એક મુલછે. જે કોઈ પાપથી દુર રેહવા માગે તેણે પેહલા આલશથી દુર રેહવું જોઈએ. આલશુ આદમીના મનમાં તહરેવાર બદ વીચારને ભુંડી ઈઊકતીની ઊતપંતી થાએછે વાશતે આલશ દુર કરી તનમનને ભલા ઊદમમાં રોકાએલું રાખવું તે પાપથી છુટુ રેહવાનુ મુખી અ હથીઆરછે.

---

**કર કશર**—જેમ આદમી જે ખાએચ તેથી નહી પણ ખાધેલું જે તેને જરેચ તેથી પુશટ. થાએચ તેમંજ આદમી કમાએચ તેથી નહી પણ જે કમાંઈ કર કશરથી જાલવેચ તેથી તવંગર થાએચ વાંશતે ઊદીઓગી આદમી ગમે હેવી કમાઈ કરે ને કર કશર રાખે નહી તો તે કદી તવંગર થઈ શકનાર નથી.

---

**ગરમ પાંણી**—પાણી ગરમ કરવું હોએતો તે કેટલેએક દરજજે ગરમ થાએચ. તે હદ પછી પાણીનો બાફ થઈ હવામાં ઊડી જાએચ વાશતે પાણીમાંથી ગરમ વરાલ નીકલવા માંડી એટલે તે વધારે ઊનુ કરવાની કોશેશ કરેવી નહી. કેમકે તેથી ફાશ

ઘરડી અને અતીશએ અશક્ત એવીએક અશતરી જોએ ઉપર પથારી કરીને પડેલી હતી, એ ઉપરથી તે રાજાએ ઘણા હેતથી તેને કહીઉ કે "એ ઘરડી અશતરી તારી આવી દુખકારક અવશથા જોઇને મહને ઘણોજ શંતાપ થાએછે." દોશીએ જવાબ દીધો જે "બાપા મારી હાલત એવીજછે ખરી કે રશતે ચાલતાને પણ માહારી ઉપરદએઆ આવે. હું એટલીતો નાતવાન અને કમજોર થઈછું કે મારાથી આણીગમ તેણીગમ લગાર ફરાતું પણ નથી, આટલી છોકરીછેતો તેથી મેહને જરા લગાર પણ કલ પડેછે, તથા જાડું પાતલુ ખાવા પીવાને મલેછે. અગર જો ઈશવરે દએઆલુ થઈને આ છોકરી મહને નહી દીધી હોતતો હું નહી કહી શકતીકે માહારા કેવા હાલ થએઆ હોત! એ છોકરી પોતાથી બની શકેછે એટલું માહારા માટે કરેછે—કોઇ રીતે માહારા મનમા ઓછું આવવા દેતી નથી, પણ શઘલી પરકારે મહને શુખમાં રાખવાનીજ તજવીજ કરેછે—રાતને શમએ થંડી અથવા/માદગીને લીધે જો હું જરા લગાર બેકરાર થાઉતો એ છોકરી પોતાની મીઠી હુંગ બોઇને શારીરાત માહારી આગલ બેશી રેહે એવી શઘલી પરકારે એ છોકરી માહારી જતન કરે છે, અને જો હું ખરૂં બોલુંતો એ છોકરીનીજ જતનથી હું અતીઆર શુધી જીવીછું, નહી તો કોણ જાણે હું કે દાહાડની મરણ પામી હોત. ઈશવર એ રૂડી છોકરીનું કલેઆણ કરો! એ છોકરીએ જેવી માહારી ઘરડીની બરદાશત લીધીછે તેવું એને ઈશવર, શુખ આપો."

એ શઘલો અહેવાલ શાંભલેઆથી રાજાનું હઈડું ભરાઇ આવીઉં, અને તેનાથી એક બોલ બોલાએઓ નહી, તેણે તે છોકરીને પોતાની પાશે બોલાવીને તેની ઘણી તારીફ કીધી તથા તેને ઘણી શાબાશી આપીઅને કહુંજે "જેવી તું આ તાહારી ઘરડી માતાને તેના દુખના દાહામાં મદદ કરેછે. તેજ પરમાણે ઈશવર તને મદદ કરશે," એમ બોલીને ગજવામાથી રૂપીઆની એક કોથલી કાહાડીને તેને આપીને કહીઉંજે, "લે આ રૂપીઆ અને એ તુ તાહારી જોડે રેહવાદે, એ રૂપીઆ કાઈ ઘણા નથી પણ હાલ તું એમાંથી શતેચવીને ખરચ કરજે, હું વલી ફરીને આવીશ તારે કાંઈ વધારે પઈશા લાવીશ" એ પરમાણે પરોપકારના શુખનો ઉપભોગ લઈને ગસટેવસ રાજા તાહાંથી નીકલેઓ, અને આવાં લાચાર તથા અશક્ત લોકોને મદદ કરવાને ઈશવરે પોતાને શકતી આપીછે એથી તેને ઘણોજ આનંદ થએઓ, અને તુરત તેણે પોતાને ઘર જઈને ઈશવરની શેવા કીધી. રાજા પોતે આપેલી કબુલાત પરમાણે થોડા દાહાડા પછી તાહા પાછો ગએઓ અને તે લાચાર દોશીનું તથા તેની એક શદગુણી છોકરીનું જનમ શુધી પુરૂં થાએ એવુ કાંઈ તેમને કરી આપીઉં.

અગર જો શઘલી છોકરીઓ ઉપર કહેલી છોકરીના જેવી હોએ અથવા થાએતો પછી કેવો આનંદ. કેટલાંકતો એવા નીચ અને અધમ છોકરા હોએછેકે જેઓ પોતાના મા બાપની શેવા કરતાતો રહેઆં પણ ઉલટા તેમને દુખ દીએછે એકવાર કદી એવું પણ બને કે માબાપનો શવભાવ નઠારો હોએ, તોપણ છોકરાંઓનીતો આ એક ફરજછે કે તેઓએ શઘલી પરકારે પોતાના મા બાપને શુખ આપવાને તજવીજ કરવી જોઈએ, કાએકે બાલપણમા મા બાપે ઘણી મેહેનત લીધીછે તથા અતીશએ દુખ ખમીઉ છે.

---

## બઈરાંઓના ચેહરાની ખુબશુરતી નત અને ટીલી.

બાઈઓ તમારો ચેહેરો ખુબશુરત કરવા તમે નત અને ટીલીનો ઘણો શોખ રાખોછો, પણ તમારે શારૂં થોડાક નીચે લખેલા શીનગારો તમારા એક દોશદારે મેહનત લઈ શોધી કાહાડેઆછે તે જો કામે લગાડશોતો તમે દશ હજાર ઘણા વધારે ખુબશુરત દેખાશો.

**શનગાર પેહેલો,**

**ખરી આરશી——ગણેઆન.**

ગનેઆન દરપણમાં તમને દેખાશે તમારી ભુલ અને ખામી,
જે શુધારેઆથી વધશે તમારી આબરૂ, થશે તમારી નેકનામી

**શનગાર બીજો,**

**ચેહેરો શુમારો કરવાનું શુગંદ તેલ——શંતોશ.**

વાપરજો હર રોજ એ તેલ ખુશબોદાર,
થશે બાલ જેથી નરમ, રેહેશે દીલ હમેશ ગુલજાર

**શનગાર તરીજો,**

**હોટને લાલ કરવાનો રંગ——શચાઈ.**

લગાડજો દરરોજ તમારા હોટ ઉપર આ અશલ રંગ,
થશે હોટ પરવાળાં જેવા, નીકલશે તેમાથી અવાજ મનમોહન

સનગાર ચોથો,

**મોહોડામાંથી મીઠો વાસ નીકલવાની દવા—બંદગી.**

રાત અને દીન હરદમ એ દવારે તારા મોહોડામા રાખ,
જેથી શુધરશે તારો કડ, નીકલશે તેમાથી મધુર રાગ

સનગાર પાંચમો,

**આંખમાં આંજવાનું અંજન——દયાઆ.**

લગાડતા રેહેજે રે એ અનન તારી આખમા હમેશ,
જે વધારે તને ખપડે, તો; તે પોહોચાડશે હરેક સુકનેશ

સનગાર છઠો,

**ચેહરા ઊપરના ખીલનું ઓશડ——ડાહાપણ.**

આપેછે એ દવા ચેહરાને ખરી ખુબસુરતી,મીજાજ કરેછે નરમ,
આરત જાત દેખાએછે પુર દબદબા ભરેલી, આખમા શરમ

સનગાર સાતમો,

**ગલામાં ઊચાં મોતીની માલા—ખોદા ઊપર સબુરી**

પેહેરી રાખજરે ગલામા આ બે સુધી માલા,
રાખશે ખુશી અને ખુરમી તને ખુદાતાલા

સનગાર આઠમો,

**હાતમા કુદનના સોનાના વાલા—નેકી.**

છોડતે નહિ એ તતવને રાખજે છવે તારા લગન,
રાખજે તને એ અદાજમા, આકીન થાયે અમન

સનગાર નવમો,

**હીરા માણેકનો બાજુબંદ—ઊદીઓગ—સફાઈ.**

બધ ઉપર તારો બાંજુએરે આ બેસુનો બાજુબદ,
રહેશે તેના તનદોરસ્ત, નથી થવાની મોહોતાજમદ

સનગાર દશમો,

**માંથા ઊપર જવેરાતનું મોર—ધરમાતમાપણું.**

મુક માથે આ ખરો શીનગાર, થારે ધરમીમાન,
ખરીજ તારી કીરતી રે ગવાશે, ઇશવર આગેપણ મલશે માન

---

## આગલા વખતની થંડીની રૂત.

—o—

ઇશવી શન ૧૬૬૪ મા ઇંગલંડ દેશમાં એટલીતો થ ડી પડી હતી કે લડનનાની તેમસ નદીમા ૬૧ ઇંચ જાડો આ ઈંચનો એક થડ બધાએઓ હતો તથા તાહાના લગભગ ૫૦૦ પરંદા ભુખમારાથી મરણ પામેઆ હતા.

ઇશવી શન ૧૬૮૩ મા વલી એટલીતો થડી પડી હતી કે કેટલાકી ખાનાર વરૂઓને ખાધાની બહુજ હાની થઈ હ તી, જેથી તેઓ થશારાબધ વીએનાં શેહેરમાં પેઠાં હતા, અ ને તાહા જઈને જનાવરો તથા માંણશોને ફાડી ખાધા હતા, તેમજ જરમની દેશમા ૧૬૯૫ મા કકડતી તાહાડને લીધે કે ટલાક માણશો હલાક થઈ મરણ પામેઆ હતા, તથા ૧૬૯૯ મા પણ બીચારા લોકોની તેવીજ હાલત થઈ હતી

ઇશવી શન ૧૭૦૯ મા એક ઘણીજ કકડતી તાહાડ પડી હતી, જે વેલાએ ઘણી નદીઓના તથા ગલેવગેના પાણી બધાઇ ગએઆ હતા, એટલુજ નહી પણ કીનારાથી કે ટલાક માઇલ દુર શુધી દરીઆના પાણી પણ બધાઈ ગએઆ હતા જમીનના ઉપર ૯ ફુટ જાડો થડ બધાએઓ હતો, તથા મરણ પામેલા જનાવરો અને પખશીઓ ખેતરોમા પડે લા માલમ પડતા, તેમજ કાઈ હજારો આદમીઓ પોત પોતા ના ઘરમા મરી રહેલા ફરાનશ દેશની દખશીણ દીશાએ તે વેલાએ દરાખના જે ઝાડવા હતા તે ગલલા બલીને બશ મ થએઆ હતા એડરીઆટીક નાંમનો એક આખો શમુ દર તથા, લુઝીઅમ શમુદર, એઓ ખારેલા પાણી પણ બધા ઈ ગએઆ હતા એ થડી અથવા શીઆલાની રૂતથી દરખ તોને પણ બહુજ નુકશાન થઇ હતુ

ઇશવી શન ૧૭૧૬ મા થડી એટલીતો પડી હતીકે ત દીના પાણી બધાઈ ગએઆથી માણશો તે ઉપરથી ચાલી જ ઈ નદી પાર કરતા હતા

ઇશવી શન ૧૭૨૯ મા ઈશકાટલડ મધે ગાએ ઘોડે તથા મેટા મલી હજારો જનાવરો બરફમા દટાઈ ગએઆ હતા

જેવી થડી ઇશવી શન ૧૭૦૯ મા ખાણીઈ હતી તેવી જ થડી ઇશવી શન ૧૭૪૦ મા પણ પડી હતી—એ વેલા એ ઇશપેન તથા પોરતુગાલ મધે જમીન ઉપર દશ ફુટ જાડુ બરફનુ પડ બધાઈ ગ્ તુ

૧૭૪૪ મા તાહાડનુ જોર એટલુ તો વધી પડેઉ હતુ કે પોરતુગાલ દેશમા જમીનની શપાટી ઉપર ૨૩ ફુટ શુધી બરફનુ પડ થુ હતુ

૧૭૫૪ તથા ૧૭૫૫ મા પણ ઈંગલડમા થડી બહુજ શખત પડી હતી તે વેલાએ ગલદમા ગલદ દારને પણ ગલા શમા રેડી હવામા મુકેઆથી તેની ઉપર પણ આઈશનુ એક પાતલુ જેવુ પડ બધાતુ હતુ

૧૭૭૧ મા એલબ નદીના પાણી છેક તલીઆ શુધી બધાઈ ગએઆ હતા, એટલી થડી પડી હતી.

૧૭૬૬ માં ટીતીડબ નદીમાં આઇશનું ઘડ બંધાઇઉં હતું, તથા તે વેલાની ઘંટીથી પણ બહુ માછલા તથા પખશીઓ હલાક થઈ મરી ગએઆં હતા

૧૭૭૪ તથા ૧૭૭૫ ની શીઆલાની રૂત પણ ઘણીજ કડણ હતી.

આ પરમાંણે જોનાં ઇથવી થને ૧૬૬૪ થીતિ ૧૭૭૬ શુધીનાં શવાશેં પરશમાં ઘણીવાર ઇઉરપખંડ મધે શકત તાહાડ પડેલી જણાએછે.

---

## લોહોડાંની શડક.

પારલીનેનટના એક અધીકારી રાબરટ ઇશટીવનશને લોહોડાની શડક વીશે જે હશાબ ઉપજાવેઓછે તે ઉપરથી જણાએછે કે, આ પુરૂથવીની શપાટી ઉપર હાલ જાહાજાહા લોહોડાંની શડકો નખાઇછે, તે એટલીતો છે કે જેનો એક લાબો પટો કીધો હોએ તો તે પટાથી આખી પુરૂથવીને ઘેરી શકીએ.

૧૮૫૬ શુધીમા ગરેટ બરીટન અને આએરલંડ મલીનેજ માતરે ૮૦૫૪ મઇલ શુધીના રશતા ઉપર લોહોડાંની શડક મુકેઆમા આવીછે.

એ શડક પાછલ ૨૮૬૦૦૦૦૦૦૦ રૂપીઆ ખરચ બેઠોછે

૫૦ માઇલ કરતા વધતા તો રનયો (બુગદા) ખોદાએલાછે.

લનદનની પડોશમાં અગીઆર મઇલ જેટલા બુરો મુકાએલાછે

લોહોડાંની શડકને માટે જે જમીન ઉપર કામ આવેલાછે તે જમીનનુ માપ ૫૫૦૦૦૦૦૦૦ ચોરસ વાર ગણાએલુંછે.

એકે વરશમા આગની ગાડી લોહોડાંની શડક ઉપર ૮૦૦૦૦૦૦૦ મઇલની મુશાફરી કરેછે.

ઇગલંડમા આગની ગાડીને માટે ૫૦૦૦ વરાલ ઇંજન રેહેછે, તથા ૧૫૦૦૦૦ બીજાં ગાડાં માલ લઈ જવા લાવા માટે તથા ઉતારૂઓને વાશતે

લોહોડાંની શડક બાંધવાના કામને માટે જે જુદી જુદી મંડલીઓ પડેછે, તેઓએ પોતાના હાલ આશરે ૯૦૦૦૦ માણશો કામે લગાડેલાછે

દર વરશે આંગ ગાડીમાં ૨૦૦૦૦૦૦ ટન કોએલો ખપેછે.

એક મીનીટ જેટલા વખતમા, ૪ ટન કોએલાની મારફતે ૨૦ ટન પાંણીનો બાફ તઇઆર થાએછે.

૧૮૫૪ ના શાલમા ઇગલંડ મધેની આગ ગાડીમા કેટલા ઉતારૂઓ ગએઆ હતા, તેની તપાશ કરતાં જણાઇઉં કે એ વરશમાં ૧૧૧૦૦૦૦૦૦ ઉતારૂઓએ એ ગાડીમાં બેઠક લીધી હતી, અને તે માંહેલાં દરએક માણશે ૧૧ મઇલની મુશાફરી કીધેલી હતી.

એજ વરશમા એ ગાડીની ૨૦૨૧૫૦૧૦૦ રૂપીઆ આવક થઇ હતી.

લોહોડાંની શડકો જે મુકેઆમા આવીછે, તે ઘણી ખરી ઘશાઇ જાએછે, તથા ખરાબ થાએછે, એટલા વાશતે દર વરશે એ શડકોની મરામતને માટે ૨૦૦૦૦ ટન લોહોડું વપરાએછે. તેમજ એ શડકની હેઠે લાકડાની જે "શલીપટો" મુકેઆમા આવેછે, તે પણ ઘશાઇ ખરાબ થાએછે, માટે દર વરશે ૨૬૦૦૦૦૦ નવી "શલીપટો મુકવી પડેછે. "એ શલીપટો" બનાવવાને માટે દર વરશે ૩૦૦૦૦૦ જાહાડો કાપેઆમા આવેછે. અને એ ૩૦૦૦૦૦ જાહાડોને વાશતે ૫૦૦૦ એકર જમીનની જરૂર પડેછે

દરએક વેલાએ એ ગાડીમા આશરે ૨૦૦ ઉતારૂ જઇ શકેછે. તોપણ અતરેની આગની ગાડીઓમાતો વખતપર એકી વેલાએ ૪૦૦ કરતાં વધારે ઉતારૂ લીધામા આવેછે.

ઇગલંડમા લોહોડાની શડકો મુકવાને વાશતે જે જે જમીનદારો પાશેથી જમીન લીધીછે તેને બદલે તેઓને ૭૦૦૦૦૦૦૦ રૂપીઆ આપેઆમાં આવેઆછે.

વીજલીનો તાર ૭૨૦૦ માઇલ શુધી ગોઠવેઓછે જેને માટે ૩૬૦૦૦ માઇલ તાર વપરાએઓછે

એ તારની ઓફીશમાં ૩૦૦૦ માણશો કામે લાગેલાંછે તથા બીજાં ૬૦૦૦ માણશો પણ કામે લાગેલાંછે.

દર વરશે રેલવેની આવગ લગભગ ૨૦૦૦૦૦૦૦ રૂપીઆની થાએછે

રેલવેની શડક ઉપર જે ખરચ લાગેછે, તેમા દર માઇલે જે એ ખરચમાં માતરે એક કુમાનીની ઠયાર કીધામા આવે તો દર વરશે ઓછામાં ઓછા ૮૦૦૦૦૦ રૂપીઆનો, રેલવે કંપનીને ફાએદો થાએ

---

## જાણવાજોગ બાબદો.

—o—

હાલ આપણી દુનીઆમા શઘલી મલીને. ૩૦૬૪ ભાશા લોકો બોલેછે.

આ દુનીઆમાં વશનાર લોકોમાં જુદા જુદા ૧૦૦૦ કરતા વધારે ધરમ ફેલાએઆછે.

ગણતરી તથા શોધ ઉપરથી એવું શાબેત થાએછે કે આ દુનીઆમાં જેટલા મરેછે એટલીજ ઓરતો પણછે.

માણશની જીંદગી આ દુનીઆમાં શરાશરી (આવરેજ) ૩૩ વરશ સુધીનીછે એવું જણાએલુછે. જેટલાં માણશોછે તે ઓનો ચોથો ભાગ શાત વરશની વએ પુગાની અગાઉ મરણ પામેછે હરધો ભાગ ૧૭ વરશની વએ પુગાની અગાઉ મરેછે, પણ જેઓ ૧૭ વરશ પુરા કરેછે તેઓ પોતાની જીંદગીનું શુખ શારૂં ભોગવેછે.

દર હજાર માણશે એક માણશ ૧૦૦ વરશની વએનું થાએ તાંહાશુધી જીવેછે. દર શો માણશે માતરે ૭ જણા ૬૫ વરશની ઉમર ભોગવેછે. તેમજ ૫૦૦ માણશોમાથી માતરે એકજ માણશ ૮૦ વરશના આવરદાનું નીકલેછે.

આએ દુનીઆની શપાટી ઉપર શઘલાં મલીને ૧૦૦૦૦૦૦૦૦૦ માણશોછે, એઓ માહેથી દર વરશે ૩૩૩૩૩૩૩૩ માણશો, દર દાહાડે ૯૧૮૨૩ માણશો, દર કલાકે ૩૭૩૦ માણશો, અને દર પલે ૬૦ માણશો મરણ પાંમેછે. આ પરમાણે જે મોત નીપજેછે તેથી આપણી દુનીઆ કાંઈ ખાલી થઈ જતી નથી, પણ જેમ એક તરફ મોત થાએછે, તેમજ બીજી તરફ જનમો પણ થાએછે, જેથી કરીને દુનીઆની વસ્તીની શંખીઆ શમતોલ રેહેછે.

કુવારાં અથવા છડાં માણશો કરતા પરણેલા માણશોના આવરદા લાબા દાહાડાના જણાએઆછે, પણ જેઓએ ખાધા પીધાનું અદાજાશર રાખી, પોતાની તંદુરશતી શાચવીછે તેઓ ઘણાજ વધારે દાહાડા આ દુનીઆની મોજ ભોગવવાને જીવતા રહેઆછે

ઠીંગણાં માણશો કરતાં લાબા માણશોની જીંદગી લાંબી જણાએલીછે.

---

## એખલપેટાપણું.

—o—

આ દુનીઆંનાં લોકોમા એક અજાએબ ગુણ પશરેલો જણાએછે, કેટલાક લોકો એમજ જાણેછે કે દરીઆમા જે પાણીછે તે શઘલા હમારાજછે. આ બાબદ વેપારીઓ તથા ધંધાદારીઓને વધારે લાગુ પડેછે, તેઓ ઘણુ કરીને એમજ શમજેછે કે પરમેશવરે આ શુરશટીમા જે કાંઈ શારા પેદાશો ઉતપન કરેઆછે તે શઘલા હમારેજ મારેછે, તથા લોકો જે કમાઈ કરેછે તે અણઘટતીછે, એ શઘલી કમાઈ હમેજ કરીએ, ફલાણુતો હમોજ કરીએતો શારૂ, અને એ પરમાણે તેઓનાં મનમાં એવુંજ અ... કરેછે કે, શઘલું હમેજ કરીએ, અને શઘલો લાભ તથા ફાએદો અમેજ લઈએ, પણ તેઓ એટલો વીચાર કરતા નથી કે આ દુનીઆ મોહોટીછે, શઘલાંનુ એમાજ પુરૂં થાએછે, અને તે પુરાનો કરનાર પરવરદેગારછે. ઉપલા વીચારને મલતી એક કાહાણી નીચે પરમાણેછે, એક જગા ઉપર એક દેવલ નવુંજ બંધાઈ તઈઆર થએઉં હતુ, તેના ઉપલા ભાગ આગલની ઘંટ બાધવાની એક જગામાં કેટલાક ખુબતરોએ પોતાનો મુકામ લીધો, અને ઘણા દાહાડા શુધી તેઓ નચીતાઈથી તાંહા પડી રહેઆ, તેથી તેઓ એવું શમજવા લાગાં કે એ જગા હમારેજ મારે બાધેલીછે, પણ તરતજ જેવારે તે જગા ઉપર એક ઘંટ બાધેઆમાં આવેઓ કે તે ખબુતરોએ કરકલવા માડીઉં, તેઓ એમ વીચારવા લાગેઆં કે આ આપણી જગા ઉપર એ ઘંટને આવવાનો શો અધીકાર હશે ! એણે અતરે આવીને આપણને નાહક કંટાલો આપવા માંડેઓછે, મારે આપણે એનો કાંઈ ઉપાએ કરીએ કે એ જલદીથી જતો રેહે, એમ વીચારીને તેઓએ એક શભા ભરી ઠેડાવ કરેઓ કે એ ઘંટની આવી નાલાએક ચાલ મારે એક અરજી કરવી અને એને રખશુદી અપાવવી ઘંટે મુગા મુગા એ શઘલું બોલવુ શાભલીધું અને પછી ધીરજથી આ પરમાણે કહીઉં કે " આ જગા કાંઈ તમારા એકલાનેજ મારે અથવા માહારા એકલાનેજ મારે નથી પણ એતો એક જાહેર મકાનછે, એ જગા ઉપર જેને ગમે તે આવે એવી છુટછે, વાશતે અરજી કરવાનો તમારો બેવકુફી ભરેલો વીચાર છોડી દેઓ, નહીતો મહને દાહાડી મુકાવતાં ઉલટા તમોજ નીકલી જશો. "

આ વાત ઉપરથી મતલબ એટલીજ નીકલેછે. કે, **શગલું માહારેજ વાશતેછે, શઘલુ હુંજ રાખું, શગલુ હુંજ લઉં, હુંજ કરૂં,** એવા વીચાર ધરાવનાર જેઓછે તેઓએ જાણવુ જોઈએછે કે સઘલું કરતાં અથવા લેતાં પાછે જે દેશે, તે પણ ખોવાઈ જશે. દરીઆમાં જે પાણીછે તે શઘલા આપણાં નથી, પરમેશવરે જે કરી આપીઉંછે, તથા જે થોડું મલેછે તે ઉપર શબુરી પકડવી ઘટેછે.

## ગ્નાનપ્રસારક સભાનાં ચોપાંનીઆંની ઈસવી શને ૧૮૫૭ નાં વરશની આવોપત તથા ખરચના હીસાબની તારીજ.

જ — ઊ

૧૧૯૭) એ ચોપાનીઆના આંક ૧ થીતે ૧૨) શુધી ૧૧૯૭ નકલ ખપી તેની ઉપજ દર નકલ દીઠ વરશ એકે રૂપીઓ એક લેખે

૧૨૦૦) એ ચોપાનીઆને આશરો આપનાર જરતોશતી ગહરશથની પાશેથી શને ૧૮૫૭ ના વરશની બખશેશ

☞ ઈઆદ—શને ૧૮૫૮ ના વરશની બખશેશના રૂ૧૨૦૦) પણ એ ગહરશથનીતરફથી મલી ચુકાછે

૬૫)૬)૧૦ વીઆજ ઉપજીઉ ટકા ૦॥ લેખે જરતોશતી ગહરશથે આગ ઉપર આપેલા રૂ૧૨૦૦) માથી ખરચ બાદ જતા બાકી રહી તેહેનુ

રૂ ૨૪૬૨—૮—૧૦

---

૭૧૮)૮)૮ પુશતક પેહેલાના આંક ૧ થીતે ૧૨ શુધીની કુલ છપામણીનો ખરચ

૧૫૮) એ ચોપાનીઆને કીજે શીના ઉપર ચીતરા ઉતરાવેઆ તથા છપાવેઆ તેનો ખરચ

૭૬૮)૦)૪ એ ચોપાનીઆને કીજે કાગજ શઈદ તથા રંગીન ખરીદ કીધા તેનો ખરચ

૬૨) નીઉશપેપરો તથા ચોપાનીઆઓ તથા ચોપડીની ખરીદી

૨૫) એ ચોપાનીઆઓને કીજે ગરબીઓ જોડી જગાવી તેનો ખરચ

૧૯૬) માણશનો પગાર વેહેચામણી તથા ઉગરાણી તથા એ વગેરે બીજુ

૬૦) માશ નવેમબર તથા ડીશેમબરના ચોપાનીઆ લખનારનો પગાર

૧૮) જાહેર ખબર છપામણી

૧૦)૧૦) પોશટ ખરચ

૪)૧૦ પરચુરણ ખરચ

૨૦૨૨—૧૩—૧

૪૩૯)૧૨)૮ બાકી

૧૧૫)૪) રોકડા

૮) ઉઘરાણી

૩૧૫)૮ કાગજ શઈદ રીમ ૪૨) દર રીમ એકના રૂ૭॥=લેખે તથા રીમ ૦॥ રંગીન કાગજ રીમ એકના રૂ૭) લેખે

૪૩૯—૧૨—૮

રૂ ૨૪૬૨—૮—૧૦

લા૦ જાહાંગીર બરજોરજી,
ગ્નાનપ્રસારક શભાનો મુનશી.